શ્રી આદિનાથાય નમ

# શ્રી
# જિનગુણ સ્તવનાવલી

[ વિવિધ ચૈત્યવંદનો, સ્તવનો, સ્તુતિઓ, છંદો, સજ્ઝાયો, ઢાળીયા, પચ્ચખ્ખાણ, દુહાઓ, લઘુ પુણ્ય પ્રકાશ સ્તવન, લઘુ શાંતિ મોટી શાંતિ વિગેરે ]



પ્ર કા શ ક

શા. કુંવરજી જેઠાભાઇ દડ
વરાડીયાવાલા

મુંબઇ નં. ૯



અ સૌ સ્વ૦ સોનબાઇ તથા અ સૌ સ્વ૦ લાખબાઇ તથા અ સૌ સ્વ૦ પુરબાઇ તે શા કુંવરજી જેઠાભાઇ દડ વરાડીયાવાલાની ધર્મપત્નીઓના સ્મરણાર્થે ભેટ

પ્રાપ્તિસ્થાન :
એચ. પી. ડાઘાની કુાં.
૧૦૮, C કેશવજી નાયક રોડ,
મુંબઈ નં. ૯



વીર સં. ૨૫૦૨
વિ. સં. ૨૦૩૨



ઈ. સ. ૧૯૭૬
નકલ ૧૦૦૦



મુદ્રક :
કાંતિલાલ ડી. શાહ
ભરત પ્રીન્ટરી,
દાણાપીઠ પાછળ,
**પાલિતાણા**

# અનુક્રમણિકા

| વિષય | પેજ |
|---|---|

| વિષય | પેજ |
| --- | --- |

## —: શ્રી નમસ્કાર મહામંત્ર :—

નમો અરિહંતાણં.
નમો સિદ્ધાણં.
નમો આયરિયાણં.
નમો ઉવજ્ઝાયાણં.
નમો લોએ સવ્વસાહૂણં.
એસો પંચનમુક્કારો,
સવ્વપાવપ્પણાસણો;
મંગલાણં ચ સવ્વેસિં,
પઢમં હોઇ મંગલં.

## પંચિંદિય સૂત્ર

પંચિંદિય–સંવરણો,
તહ નવવિહ–બંભચેર–ગુત્તિ–ધરો;
ચઉવિહ–કસાય–મુક્કો,
ઇઅ અઠ્ઠારસગુણેહિં સંજુત્તો. ૧

પંચ–મહવ્વયજુત્તો,
પંચ–વિહાયાર–પાલણ–સમત્થો;
પંચ–સમિઓ–તિગુત્તો,
છત્તીસગુણેહિં ગુરૂ મજ્ઝ. ૨

# શ્રી જિનગુણ સ્તવનાવલી

## સ્તુતિ સગ્રહ

શ્રી સિદ્ધાચલ નયણે જોતા, હૈયુ મારુ હર્ષ ધરે,
એ ગિરિવરનો મહિમા મોટો, સુણુતા તનડુ નૃત્ય કરે,
કાકરે કાકરે અનત સિધ્યા, પાવન એ ગિરિ દુખડાં હરે,
એ તીરથનુ શરણુ હોજો, ભવોભવ બધન દૂર કરે ૧

મોટુ જગતમા વિમલ ગિરિવર, તીર્થ સોહે શાશ્વતનુ,
કલિકાલમા પણુ એહ તીરથ, જગત માંહિ જાગતુ,
અણુસણુ કરી મુનિવર અનતા, સિદ્ધિપદ જ્યા પામતા,
તે સિદ્ધગિરિ તીર્થને, પ્રણુમુ સદા રાજી થતા ૨

લેખે લાગ્યો ગિરિવર તને, જોવતા જન્મ મારો,
તારા સ્પર્શે નિરમળ થયો, દેહ આ આજ મારો,
પાપો મારાં ભવોભવ તણુા, સર્વ દૂરે પલાયા,
પૂર્વે કીધાં સયલ સુકૃતો, સાર્થ મારા કહાયા ૩

દીઠો જે ગિરિરાજ પાપ સઘળા, તત્કાળ દૂરે હરે,
સ્પર્શ્યો દઇ સુખ સપદા ભવિકને, જે પારગામી કરે,
આવ્યા પૂર્વ નવ્વાણુ વાર ઋષભ, સ્વામિ પ્રભુ જ્યા પુરા,
વદુ તે વિમલાદ્રિને વિનયથી, જેને નમે સૌ સુરા ૪

દાદા તારી મુખમુદ્રાને, અમિત નજરે નિહાળી રહ્યો,
તારા નયનોમાથી ઝરતુ, દિવ્ય તેજ હુ ઝીલી રહ્યો,

ક્ષણભર આ સંસારની માયા, તારી ભક્તિમાં ભૂલી ગયો,
તુજ મૂર્તિમાં મસ્ત બનીને, આત્મિક આનંદ માની રહ્યો. ૫

સુંદર તારી આંગી દીપે, મુખમુદ્રા અનુપમ ઝળકે,
મૂર્તિ તારી મોહનગારી, શશી સમ તેજે ઝળકે;
મુખડું તારું અતિ સોહામણું, મલક મલક પ્રભુ ખુબ મલકે,
નિર્વિકારી નયનોમાં તુજ, કરુણારસના પૂર છલકે. ૬

હે આદીશ્વર ! દાદા તારી, સેવા ભવોભવ મુજ મળજો,
શાસન પણ તારું મને મળજો, કર્મસમૂહ મારા ટળજો;
શરણું તારૂં સાચું જગમાં, તે પણ પ્રભુ મુજને મળજો,
સમાધિ સદ્‌ગતિ પ્રાંતે સિદ્ધિ, ભવફેરા મારા ટળજો. ૭

અજબ તારી મૂર્તિ નિહાળી, અમૃતરસના ઝરણુ વહે;
ચાંદશી સોહે સુરત તારી, નિરખતા ભવિ મન મોહે;
તેજ ભરેલા નયનો તારા, જુગ જુગ જુના ભાવ કહે,
એ જિનવરના દર્શન કરવા, હૈયું મારું ગહગહે. ૮

શુદ્ધ નિરંજન પૂર્ણાનંદી, અલખ અગોચર અવિકારી;
આવ્યો છું દાદા તારા શરણે, બોધિબીજ દ્યો સુખકારી;
પરપરિણતિમાં હું પ્રભુ ભમીયો, કાળ અનંતો બહુ ભારી,
દેહાધ્યાસથી છોડાવવાને, આપ મલ્યા છો ઉપકારી. ૯

કરુણાસિંધુ ત્રિભુવનનાયક, તું મુજ ચિત્તમાં નિત્ય રહે,
ચાકરી ચાહું અહર્નિશ તારી, ભવથી મન મારું વિરમે;
શ્રી સિદ્ધાચલ મંડન સાહેબ, તુજ ચરણે સુર નર પ્રણમે,
સમ્યગ્ દર્શન હર્ષને આપો, વિશ્વના તારણહાર તમે. ૧૦

આદિ જિનેશ્વર જગ પરમેશ્વર, જગબંધવ છો જગત્રાતા,
તું હિ જ બ્રહ્મા તું હિં જ વિષ્ણુ, તું શંકર છો શિવદાતા,
તું હિ જ કલ્પતરુ ચિંતામણિ, વાંછિત પૂરણ ફળ દાતા,
તારે શરણે જે નર આવે, તે પામે અક્ષય સુખ શાતા ૧૧

પ્રભુજી તારા મુખચંદ્રથી, વરસી વાણી રસધારા,
સાચા દીલથી મેં ના સુણી, ભટક્યો હું ભવમાં પ્યારા,
શ્રદ્ધા આવી જ્યારે દીલમાં, ત્યારે તું વસ્યો શિવપુરમાં,
તો પણ તારા પરોક્ષ દર્શનનો, હૈયે આનંદ નસ નસમાં ૧૨

લોચન મારા સફળ થયા જો, જિનવર તુજ દર્શન દીઠું,
શ્રવણશક્તિઓ સફળ થઈ જો, વચનામૃત જિનવર પીધું,
રસના મારી થઈ ગઈ પાવન, જેણે જિનવર ગુણ ગાયા,
હૃદય કૃતાર્થ થયું અમારું, જિનવર ચરણે લય લાયા ૧૩

ચક્ષુ મલે તો મુજને મળજો, વીતરાગ દર્શન દીઠું,
જિનવર વાણી વાચન માટે, લોચનની મુજને પરવા,
વીતરાગ મુનિ સંગમ માટે, મુજને સુદૃષ્ટિ મળજો,
શાસન ચડતી જોઈ ભવોભવ, મારી લોચનતા ફળજો ૧૪

શક્તિ મળે તો મુજને મળજો, જિનશાસન સેવા સારુ,
ભક્તિ મલે તો મુજને મળજો, જિનશાસન લાગે પ્યારુ,
મુક્તિ મળે તો મુજને મળજો, રાગ દ્વેષ અજ્ઞાન થકી,
જિનશાસન મુજ મળો ભવ ભવ, એવી શ્રદ્ધા થાય નકી ૧૫

જન્મ અમારો સફળ થયો જો, જિનવર તુજ મૂર્તિ દીઠી,
થઈ જિંદગી સફળ અમારી, વાણી તુજ લાગી મીઠી,

સ્વાંત અમારું સફળ થયું છે, પ્રભુધ્યાનની લય લાગી,
દર્શન જ્ઞાન ને ચરણ મળ્યાથી, ભવભ્રમણોની ભય ભાંગી. ૧૬

જિનવર મૂરતિ તારી નીરખી, નેત્ર અમારા અતિ ઠરે છે,
બે કર જોડીને મસ્તક અમારું, તુમ ચરણે એ લળી પડે છે;
ગુણગાન તારા ગાતા પ્રભુજી, મુખડું અમારું મલકે છે,
ભાવે ધ્યાન ધરંતા પ્રભુનું, હૈડું અમારું હરખે છે. ૧૭

શરીર અમારું થન થન કરતું, અનુપમ એ તો નાચે છે,
સાડા ત્રણ ક્રોડ રોમ અમારા, પુલકિત અતિ થાયે છે;
આત્મા અમારો પ્રભુજી તમારી, સેવા કરવા તલસે છે,
ને આપની પાસે નિત્યે રહેવા, ઉત્કટ ભાવના રાખે છે. ૧૮

વર્ષ માસ ને પક્ષ અમારા, સફળ થયા જિનવર ભાળી,
જન્મ અમારો સફળ થયો પ્રભુ, તુમ અંગે લોચન ઢાળી,
દિવસ ઘડી ને સમય આજના, સુરમણિ સુરતરુ અધિકેરા,
બોધિબીજ શું હુઇ સગાઈ, મીટ ગયા ભવના ફેરા. ૧૯

શ્રી જિનવરના ગુણ ગણ ગાને, સ્વાન્ત ઘણું સુખ પામે છે,
શ્રવણ કરી શાસનનો મહિમા, હર્ષ હૃદયમાં જામે છે;
નામ જપી જિનરાજ તમારું, જિંહ્વા આનંદ પામે છે,
આંખો શ્રી જિનદર્શન વિરહે, આંસુડાને વામે છે. ૨૦

શરણું તમારું ભવોભવ હું તો, ત્રિકરણ યોગે યાચું છું,
આજ્ઞા તમારી શિરે ધરીને, પાય તમારે લાગું છું;
કર્મોને હણવા ભવાબ્ધિ તરવા, તારું આલંબન ચાહું છું,
ને સુશીલ શિવસુંદરીને વરવા, એક જ એ હું માગું છું. ૨૧

વીતરાગ યાચના તુજ પાસે, ભવોભવ તુજ શાસન મળજો,
સાદિ અનત ભાગે આતમથી, રાગદ્વેષ અળગા ટળજો,
કાળ અનતો દુખ દેનારા, કર્મો આઠ મારા બળજો,
સમ્યગ્ દર્શન-જ્ઞાન-ચરણના, ગુણ મને આવી મળજો. ૨૨

શ્રી સીમધર સાહેબ પ્રભુજી, તુમ દરશન છે સુખકારી,
મારા અતરમાં બિરાજો, સદા સમાગમ ભવપારી,
જગહિતવત્સલ જગજનનેતા, જગબધવ છો હિતકારી,
રાત દિવસ મુજ હૃદયે વસજો, ભવોભવના છો ઉપકારી. ૨૩

ખાતા પીતા ઉઠતા બેસતા, તુજ નામ મત્ર હૃદયે વસજો,
શ્વાસે શ્વાસે રોમે રોમે, મુજ અતર ભીંતે રહેજો,
ક્ષણ ક્ષણ સમરૂ પળ પળ સમરૂ, એકતાન આવી મળજો,
અષ્ટ કર્મનો અત જ થાઓ, એવી આશા મુજ ફળજો ૨૪

હે શખેશ્વર ! પાર્શ્વ જિનેશ્વર, એક વિનતિ મુજ અવધારો,
ભવ જગલમાં આથડતા આ, પાપીના દુખ નિવારો,
કાળ અનાદિ હુ ઘણુ ભમીયો, હજુ ન આવ્યો ભવ આરો,
કલ્પતરુ સમ તુ હવે મળીયો, ભવોભવનો એક સથવારો. ૨૫

યાદવની જરા તે પ્રભુ વારી, પ્રસર્યો મહિમા જગભારી,
પૃથ્વીતલમા પકાયે તુજ, નામસ્મરણ અતિસુખકારી,
દૂર દૂરથી યાત્રિક આવે, ગાવે ગુણ ગણ હિતકારી,
અહર્નિશ તારી આણા શિરે, હોજો મુજને ઉપકારી ૨૬

મેરુ ગિરિ સમ ઉજ્જવળ તુજ, પ્રાસાદ અતિ સુદર સોહે,
મૂર્તિ તારી મોહનગારી, નિરખતા ભવિ મન મોહે,

આંખલડી અવિકારી તારી, સમતા રસભર પૂર સોહે,
દૂર કરો મારા ભવ ફેરા, તુજ સુરતિએ જગ સોહે. ૨૭

અનંત સુખની શીળી છાંયડી, મૂકી ભૂલ્યો હું ભવવને,
અનંત દુઃખની વાટ મેં લીધી, શું કહું પ્રભુજી તમને;
કરુણાસાગર હે વીતરાગી, માગું એક જ તારી કને,
ભવો ભવ તારું શરણું હોજો, ભવસાગરથી તાર મને. ૨૮

અનંતજ્ઞાની છો પરમેશ્વર, કાંઈ નથી અજાણ્યુ,
કહેવું શું મારે શબ્દોમાં, સઘળું આપે જાણ્યું;
અનંત કરુણાના સાગર છો, કરુણાદૃષ્ટિ કરજો,
અનંત શક્તિના હે માલિક, કષ્ટો સઘળાં હરજો. ૨૯

અખંડ આનંદના સાગર છો, આનંદસરિતાને આપો,
અખંડ જ્યોતિર્ધરના સ્વામિ, જીવનજ્યોતિને આપો;
અનંત જ્ઞાનના છો પ્રભુ દરિયા, જ્ઞાનબિંદુ મુજને આપો,
આવ્યો છું દાદા તારા શરણે, સમ્યક્ત્વરત્ન મુજને આપો. ૩૦

મુક્તિદાયક બિરુદ છે તારું, મુક્તિ સુખડાને આપો,
અભય દાતા છો સહુ જગના, અભયદાનને આપો;
ત્રણ ભુવનના સ્વામિ પ્રભુજી, આણા તારી શિર ધારૂં,
અર્પો એવી શક્તિ મુજને, ભવોભવનાં દુઃખડાં ટાળું. ૩૧

અનંતજ્ઞાની! અંતર્યામી!, જય હો ત્રિભુવન સ્વામિ,
અનંત કરુણાના હે સાગર! કરુણાનો હું છું કામી;
અનંત શક્તિના હે માલિક, ભવની ભ્રમણા ટાળો,
મુજ મનડામાં પ્રસન્નતાની, પ્રેમળ જ્યોત ઉજાળો. ૩૨

પરમ પુણ્યના છો ભંડારી, પરમનાથ જગ જીવનના,
રાગદ્વેષના આપ વિજેતા, નૈયા ભવજળ તરવા,
અરિહંત ભગવંત વંદના, શિવ મંગલને કરજો,
મહામોહના ગાઢ તિમિરે, જ્ઞાનદીપકને ધરજો ૩૩

રાગદ્વેષ પર વિજય વર્યા છો, અમને વિજયી કરજો,
ભવસાગરને તરી ગયા છો, અમને ભવપાર કરજો,
કેવળજ્ઞાન લહ્યુ છે આપે, અમને જ્ઞાની કરજો,
સર્વ કર્મથી મુક્ત બન્યા છો, અમ બંધનને હરજો ૩૪

કરુ પ્રાર્થના હે પરમેશ્વર! ક્રોધ વાસના હરજો,
કરુ વિનંતિ હે જગદીશ્વર! માન વાસના હરજો,
માયા ને મમતાનુ જિનવર! ઉન્મૂલન હવે કરજો,
લોભ પીપાસાથી વીતરાગી! સદા મને ઉદ્ધરજો ૩૫

રાગ નથી તુમ માહે જરાયે, તોયે કૃપાળુ કહાવો,
નથી સાધવાનુ કઈ બાકી, તોયે તીર્થ પ્રવર્તાવો,
દ્વેષ નથી કે રોષ નથી કંઇ, અંતર શત્રુ ધ્રુજાવો,
અહો અજબ અરિહંત પ્રભુજી, શક્તિ આપ ધરાવો ૩૬

અંતરના એક કોડીયામા, દીપ બળે છે ઝાખો,
જીવનના જ્યોતિર્ધર બનીને, નિશદિન જલતો રાખો,
ઉંચે ઉંચે ઉડવા માટે, પ્રાણ ચાહે છે પાખો,
તમને ઓળખુ નાથ નિરંજન, એવી આપો આખો. ૩૭

ભવોભવ કેરા પાતિક હરવા, આવ્યો છું જિનરાજ,
જાણ્યે અજાણ્યે કરેલા કર્મો, ક્ષય કરવાને કાજ,

તુંહી દયાળુ તુંહી કૃપાળુ, ગુન્હા માફ જ કરજે,
ભવોભવ તુમ ચરણોની સેવા, દેજે શિવસુખ કાજે. ૩૮

ભાવપૂર્ણ અંતરથી આજે, કરું વંદના તુમ ચરણે,
ત્રિવિધ તાપથી દગ્ધ બનેલો, આવ્યો છું હું તુમ શરણે;
કરૂણાસાગર હે પરમેશ્વર, પાવન કરજે હું પાપી,
પરમ ભાવ માંહે લઇ જાજે, કર્મો સઘળા સૌ કાપી. ૩૯

સકલ વસ્તુની ઘટનાઓને, આપ નિરંતર જોતાં,
છુપું નહીં કંઈ તમને જિનવર, કોઇને કાંઈ ના કહેતા;
મુજ અંતરની મેલી વાતો, જાણો જુવો છો હે સ્વામિ,
મુખથી ના કહી શકતો સ્વામિ, આપ છો અવિચળ ધામી. ૪૦

અર્હંત આદીશ્વર પ્રભુ, વંદન કરી હરખાઉં છું,
નીરખી પ્રતિમા આપની હું રાજી રાજી થાઉં છું;
સંસારસાગરમાં પ્રભુ, ગોથા બહુ બહુ ખાઉં છું,
નથી આવતો આરો કેમે, તેથી ખુબજ મુંઝાઉં છું. ૪૧

અરિહંત હે ભગવંત તુજ પદ–પદ્મ સેવા મુજ હજો,
ભવ ભવ વિષે અનિમેષ નયને, આપનું દર્શન થજો;
હે દયાસિંધુ ! દીનબંધુ ! દિવ્ય દૃષ્ટિ આપજો,
કરી આપ સમ સેવક તણાં, સંસાર બંધન કાપજો. ૪૨

હે દેવ ! તારા દિલમાં વાત્સલ્યનાં ઝરણાં ભર્યાં,
હે નાથ ! તારા નયનમાં કરુણાતણાં અમૃત ભર્યાં;
વીતરાગ તારી મીઠી મીઠી, વાણીમાં જાદુ ભર્યાં,
તેથી જ તારા શરણમાં, બાળક બની આવી ચડયા. ૪૩

જિનરાજ તારા દર્શને, ભવભય તણી ભીતિ ગઈ,
મુજ જન્મ-મરણની વેદના, સવિ આજથી અલ્પ જ રહી,
ત્રણ રત્નના દાને કરી, નિશ્ચય કરજો મુજ યત્નને,
રસિક ભક્તિ ભાવથી, માગે છે સમકિત રત્નને ૪૪

પ્રભુજી તમારા બિંબને જોતા નયન સફલાં થયા,
પાપો બધા દૂરે ગયા ને ભાવ નિર્મળ નિપજ્યા,
સંસારરૂપ સમુદ્ર ભાસે ચૂલુ સરિખો નિશ્ચયે,
આનંદ રંગ તરંગ ઉછળે, પદ કમલના આશ્રયે ૪૫

હે પ્રેમના સાગર પ્રભો, મમ હૃદયમાં પ્રભુ અવતરો,
પ્રગટાવ તારા પ્રેમને આ પ્રેમી જીવના અંતરે,
આ હૃદય જો ઝંખી રહ્યુ, તલસી રહ્યા પ્રભુ નેત્ર આ,
તે શાંત કરવા હૃદયને ભેટીશ પ્રભુ મુખચંદને ૪૬

આત્મા તણા આનંદમાં મશગુલ રહેવા ઈચ્છતો,
સંસારનાં દુઃખ દર્દથી ઝટ છુટવાને ઈચ્છતો,
આપો અનુપમ આસરો પ્રભુ દીનબંધુ દેવ છો,
શરણે આવ્યો આપના તારો પ્રભુ તારો પ્રભુ ૪૭

માગુ પ્રભુ હું શરણ તારુ, તે ભવોભવ આપજો,
કર્મોનાં બંધન ગાઢ મારા, તે પ્રભુજી કાપજો,
અનાદિ ભવથી રખડી રજડી, આવ્યો છુ તારી કને,
કૃપા કરી વીતરાગ હે તારો મને તારો મને ૪૮

હે નાથ ! નેત્રો મિંચીને, ચલ ચિત્તની સ્થિરતા કરી,
એકાન્તમાં બેસી કરીને, ધ્યાનમુદ્રાને ધરી,

મુજ સર્વ કર્મ વિનાશ કારણ, ચિંતવું જે જે સમે,
તે તે સમે તુજ મૂર્તિ મનહર, માહરે ચિત્ત રમે. ૪૯

અત્યંત નિર્ગુણ છું પ્રભુ ! હું ક્રૂર છું હું દુષ્ટ છું,
હિંસક અને પાપે ભરેલો, સર્વ વાતે પૂર્ણ છું;
વિણ આપ આલંબન પ્રભો, ભવ ભીમ સાગર સંચરૂં,
મુજ ભવભ્રમણની વાત જિનજી, આપ વિણ કોને કહું. ૫૦

પ્રભુ દેવના પણ દેવ છો, વળી સત્ય શંકર છો તમે,
છો બુદ્ધ ને આ વિશ્વત્રયના, છો તમે નાયક પણે,
એ કારણે આંતરરિપુ,—સમુદાયથી પીડેલ હું,
હે નાથ ! તુમ પાસે રડીને, હાર્દનાં દુઃખો કહું. ૫૧

કરુણાસાગર છો તમે ને, જ્ઞાનના ભંડાર છો,
પતિતોને તારનારા, વિશ્વના આધાર છો;
તારે ભરોસે આજ મેં, જીવન નૈયા તરતી મૂકી,
લાખ લાખવાર વંદન હજો, જિનરાજ તુજ ચરણે ઝુકી. ૫૨

સહુ આપ્તના શિરદાર હે, જગદીશ ! તું એક જ સદા,
મુજને મળ્યો તું સકલ મનને, ઈષ્ટ આપે સંપદા;
હે નાથ ! નિજ સેવક ગણી, મુજને સ્વીકારો સ્નેહથી,
તુલના ધરું હું તાહરી, ઉત્કર્ષ પામું જેહથી. ૫૩

તુજ મૂર્તિ દર્શનને ચહું, રોગી દવાને જેમ ચહે,
તુજમાં રહો મન માહરું, મુજ આતમા એહી ચહે;
થાકી જઉં છું બોલતાં, જડબુદ્ધિ બોલું કેટલું,
કરુણા કરીને તારજો, જિનરાજ માગું એટલું. ૫૪

ધન્ય ભાગ્ય મારા આજ પાવન, સંપજ્યો મુજ આતમા,
દરિશણે આનંદ હોવે, અસંખ્યેય પ્રદેશમા,
સંસ્કાર ઉચ્ચ વધારનાર, ભાવ પ્રભુ દેખાડશે,
પ્રભુ આપનું દર્શન અમોલું, મુક્તિ ઠાણું પમાડશે ૫૫

ભવસાગરે રખડી રહેલા, જીવને હોડી સમા,
વળી સાર્થવાહ સમા તમે, સંસારરૂપ કાંતારમા,
અનંત પૂર્ણાનંદ પૂરે, પૂર્ણ નિર્વાણે રહ્યા,
પ્રત્યક્ષ નિરખુ ભક્તિથી, હું આપને મુજ દિલ વસ્યા. ૫૬

સાગર કૃપાના નાથ તારુ, વદન કમળ નિહાળતા,
નિર્ભય અમે બનતા વળી, આપત્તિ દૂરે ટાળતા,
પાવન થયો મુજ જન્મ, ના દરકાર મારે કોઈની,
ગણુ આજ આંખો દેખતી, નિજ નિરખતી શા કામની ૫૭

ઉત્તમ ગણુ છુ તેજ મનને, જેહ ધ્યાવે આપને,
ઉત્તમ ગણુ તુજ સ્તવન કરવા, જે રસિક તે જીભને,
ઉત્તમ ગણુ તે નયન નિરખે, જે નિરંતર આપને,
એક સાચી ચાહના તુજ, તાર તાર હવે મને ૫૮

સંસારના વિસ્તારને વિણુસાવનારા આપ છો,
ત્રણુ ભુવનમા મુકુટ સમા, દેવાધિદેવ તમે જ છો,
આ ઘોર ભવ જંગલ વિષે, છો સાર્થવાહ પ્રભુ તમે,
ભવસાગરે બૂડનાર મુજને, તારનારા પણુ તમે ૫૯

ધર્મરૂપી માંડવાના, સ્તંભ જેવા આપ છો,
વિશ્વમાં ઉદ્યોત કરવા, સૂર્ય જેવા આપ છો,

દયા રૂપી વલ્લીના, આધાર તરુ સમ આપ છો,
વિશ્વ વાંછિત પૂરનારા, અમરતરુ સમ આપ છો. ૬૦

જિમ સૂર્ય વિણ ના કમલ ખીલે, તેમ તુજ વિણ માહરી,
હોવે કદી ના મુક્તિ ભવથી, માહરી એ છે ખાતરી;
જેમ મોર નાચે મેઘને જોઇ, તિમ જોઇ હું આપને,
નાચી રહ્યો હરખાઈ હું, મનમાં ધરી શુભ ભાવથી. ૬૧

વરગંધહસ્તી જેહવા, શ્રુત બોધ ચક્ષુ દાયકા,
વરધર્મચક્રી આપ મારા, સર્વ સંકટ પાચકા;
પુરુષોત્તમ પ્રભુ આપ વળી, પુંડરીક જેવા આપ છો,
પુરુષસિંહ સમા તમે, જિનરાજ જગદાધાર છો. ૬૨

તારા વિના નવ અન્ય કાંઈ, તુજ સ્મૃતિ હૃદયે વસે,
સર્વ ટાણે સર્વ સ્થાને, તુજ વિના નવ કો હશે;
જ્યાં દૃષ્ટિ પડતી માહરી, ત્યાં તુંજ મુજ નજરે પડે,
તારા વિના વિશ્રાંતિનું, ના અન્ય કો શુભ સ્થળ જડે. ૬૩

હું તુજ વિષે તું મુજ વિષે, નવ ભેદ ભાવ જરી ગણું,
હું તું બન્યા જ્યાં એક સ્વરૂપી, મસ્ત સ્થિતિ શું વર્ણવું;
તું યોગીઓને ગમ્ય છે ને, ભક્ત જનને બહુ ગમે,
મન વાણીથી ગુણ વર્ણવશું, શિર સદા ચરણે નમે. ૬૪

તારા વિના આ વિશ્વમાં, નવ અન્ય કાંઇ કદી ચહું,
જે ચાહતો હું પામવાને, તે જ તું નવ કો બીજું;
દર્શન તણી અતિ ચાહના, તું સર્વ જીવનાધાર છે;
મારે સદા આ જીવનમાં, તું સ્નેહી સઘળો સાર છે. ૬૫

આનંદદાતા વિશ્વના વળી, મુક્તિ કેરા પંથને,
બતલાવનારા નાથ મારા, તારનારા ભવ્યને,
ભંડાર ભાવરચણ તણા છો, એહ ભાવ ધરી અમો,
ઇમ બોલીએ પ્રતિદિન પ્રભાતે, આપને જ નમો નમો. ૬૬

જ્યા નિત્ય સાચી પૂર્ણ શાન્તિ, તેહ મુક્તિ સ્થાનને,
શોભાવનારા આપ સજના, દૂર છો આ કારણે,
હે નાથ ! ગુણતા આપને, આનંદ ઉછળે બહુ મને,
તેથી જ જાણુ હૃદયમા, પ્રત્યક્ષ ઉભા આપને ૬૭

સંસારી જનના દિલમા, આવો નહિ તુમ જ્યા સુધી,
અનુભવ કરે નિત્ય પાપ કેરા, દુખનો તે ત્યા સુધી,
તે ધ્યેય માની આપને, ધ્યાવે અડગ ભાવે યદા,
જિમ અગ્નિ બાળે લાકડા, તિમ પાપ ભસ્મ કરે તદા ૬૮

નિસ્સીમ કરુણાધાર છો, શરણ્ય આપ પવિત્ર છો,
સર્વજ્ઞ છો નિર્દોષ છો ને, સર્વ જગના નાથ છો,
હુ દીન છુ હિંમત રહિત થઈ, શરણુ આવ્યો આપને,
આ કામરૂપી ભિલ્લથી, રક્ષો મને રક્ષો મને. ૬૯

ભવજલધિમાથી હે પ્રભો, કરુણા કરીને તારજો,
ને નિર્ગુણીને શિવનગરમા, શુભ સદનમા ધારજો,
આ ગુણી આ નિર્ગુણી, એમ ભેદ મોટા નવ કરે,
ચાગી સૂર્ય મેઘ પરે દયાળુ, સર્વના દુખો હરે ૭૦

પ્રાણી તણા પાપો ઘણા, ભેગા કરેલા જે ભવે,
ક્ષીણ થાય છે ક્ષણમા બધા, તે આપને સારે સ્તવે,

અતિ ગાઢ અંધારા તણું, પણ સૂર્ય પાસે શું ગજું;
એમ જાણીને આનંદથી, હું આપને નિત્યે ભજું. ૭૧

હું સ્પષ્ટ બોલું તુજ કને, છે તાહરૂં શરણું મને,
આ લોકમાં કે સ્વપ્નમાં, નવિ ચાહતો હું અન્યને;
હે નાથ ! મારા પ્રાણના, મુજ માત તાત ખરા તમે,
મુજ સત્ય જીવિત બન્ધુ ગુરુ વળી, સાચા દેવ જ છો તમે. ૭૨

તુજમાં રહેલા ગુણ અનંતા, કેમ હું બોલી શકું,
જડબુદ્ધિ હું છું ભક્તિ રાગે, કાંઇક હું બોલી શકું;
જાણી શકો છો આપ મારા, ચિત્ત કેરા ભાવને,
ભવ ભવ પસાયે આપના, ગુણ ગણ તણો મલજો મને. ૭૩

મષી પુંજ નીલગિરિ જેટલો હોવે, જલધિરૂપ ભાજને,
કાગળ રસાપડ સમ બનાવે, કલમ સુરતરુ શીખને;
એ સર્વ સાધનથી લખે, હંમેશ કુશલ સરસ્વતી,
તોયે કદી ન લખી શકાયે, આપના ગુણ છે અતિ. ૭૪

જિમ ભૂંડ અશુચિ સ્થાનકે, દોડે જ નિજ અભ્યાસથી,
ચલ ચિત્ત દોડે તેમ વિષયમાં, ભૂરિ ભવ અભ્યાસથી;
જાતાં નિવારૂં તોય પણ, દરરોજ દોડી જાય છે,
તેને મને અટકાવજો, દિલડું અપાર દુભાય છે. ૭૫

આનંદના દેનાર પ્રભુ, દેખાડજો શિવપંથને,
આ મૂર્ખને સમજાવજો, નેહે ઉચિત સત્યાર્થને;
સંસારના વિસ્તારને વિણસાવનારા આપ છો,
ત્રણ લોકમાં પણ મુકુટ જેવા, તીર્ણ તારક આપ છો. ૭૬

તુ છે માતા તુ છે પિતા, તુહી જગનો નેતા,
ઘોર ભયકર કર્મો સામે, તુ છે સફળ વિજેતા,
તુ છે દાયક તુ છે રક્ષક, તુ શિવપુરનો સાથી,
ગુણ અનતનો છે તુ સ્વામિ, પામી શકુ હુ કયાથી ૭૭

## ચૈત્યવંદન–૧

અરિહંત નમો ભગવંત નમો, પરમેશ્વર જિનરાજ નમો,
પ્રથમ જિનેશ્વર પ્રેમે પેખત, સિદ્ધા સઘલા કાજ નમો ૧
પ્રભુ પારંગત પરમ મહોદય, અવિનાશી અકલંક નમો.
અજર અમર અદ્‌ભુત અતિશયનિધિ, પ્રવચન જલધિ મયંક નમો ૨
તિહુયણ ભવિયણ જણ મનવંછિત, પૂરણ દેવ રસાલ નમો,
લળી લળી પાય નમુ હુ ભાલે, કર જોડી ત્રિકાલ નમો ૩
સિદ્ધ બુદ્ધ તુ જગ જન સજ્જન, નયનાનંદન દેવ નમો,
સકલ સુરાસુર નરવર નાયક, સારે અહોનિશ સેવ નમો ૪
તુ તીર્થંકર સુખકર સાહેબ, તુ નિષ્કારણબંધુ નમો,
શરણાગત ભવિને હિત વત્સલ, તુહી કૃપારસસિંધુ નમો ૫
કેવલજ્ઞાનાદર્શે દર્શિત, લોકાલોક સ્વભાવ નમો,
નાશિત સકલ કલંક કલુપ ગણ, દુરિત ઉપદ્રવ ભાવ નમો ૬
જગચિંતામણિ જગગુરુ જગહિતકારક જગજન નાથ નમો,
ઘોર અપાર ભવોદધિ તારણ, તુ શિવપુરનો સાથ નમો ૭
અશરણ શરણ નીરાગી નિરંજન, નિરૂપાધિક જગદીશ નમો,
બોધિ દીઓ અનુપમ દાનેશ્વર, જ્ઞાનવિમલ સૂરીશ નમો ૮

## શ્રી આદિનાથનું ચૈત્યવંદન-૨

આદિદેવ અલવેસરુ, વિનીતાનો રાય;
નાભિરાયા કુલ મંડણો, મરૂદેવી માય. ૧

પાંચશે ધનુષની દેહડી, પ્રભુજી પરમ દયાલ;
ચોરાશી લાખ પૂર્વનું, જસ આયુ વિશાલ. ૨

વૃષભ લંછન જિન વૃષધરૂ એ, ઉત્તમ ગુણમણિ ખાણ;
તસ પદ પદ્મ સેવન થકી, લહીએ અવિચળ ઠાણ. ૩

## શ્રી શાંતિનાથ પ્રભુનું ચૈત્યવંદન-૩

શાંતિ જિનેશ્વર સોળમા, અચિરાસુત વંદો;
વિશ્વસેન કુલ નભમણિ, ભવિજન સુખ કંદો. ૧

મૃગ લંછન જિન આઉખું, લાખ વરસ પ્રમાણ;
હત્થિણાઉર નયરી ધણી, પ્રભુજી ગુણમણિ ખાણ. ૨

ચાલીશ ધનુષની દેહડી, સમચઉરસ સંઠાણ;
વદન પદ્મ જ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ. ૩

## શ્રી નેમનાથ પ્રભુનું ચૈત્યવંદન-૪

નેમનાથ બાવીસમા, શિવાદેવી માય;
સમુદ્રવિજય પૃથ્વીપતિ, જે પ્રભુના તાય. ૧

દશ ધનુષ્યની દેહડી, આયુ વરસ હજાર;
શંખ લંછનધર સ્વામિજી, તજી રાજુલ નાર. ૨

સૌરીપુરી નયરી ભલીએ, બ્રહ્મચારી ભગવાન;
જિન ઉત્તમ પદ પદ્મને, નમતાં અવિચલ ઠાણ. ૩

### શ્રી પાર્શ્વનાથ પ્રભુનુ ચૈત્યવદન–૫

આશ પૂરે પ્રભુ પાસજી, ત્રોડે ભવ પાસ,
વામા માતા જનમીયા, અહિ લછન જાસ ૧
અશ્વસેન સુત સુખકરૂ, નવ હાથની કાય,
કાશી દેશ વણારસી, પુણ્યે પ્રભુ આય. ૨
એકસો વરસનુ આઉખુ એ, પાળી પાર્શ્વકુમાર,
પદ્મ કહે મુગતે ગયા, નમતા સુખ નિરધાર ૩

### શ્રી મહાવીરસ્વામિનું ચૈત્યવંદન–૬

સિદ્ધારથસુત વદીયે, ત્રિશલાનો જાયો,
ક્ષત્રિયકુડમા અવતર્યો, સુરનરપતિ ગાયો ૧
મૃગપતિ લછન પાઉલે, સાત હાથની કાય,
બહોતેર વર્ષનુ આઉખુ, વીર જિનેશ્વર રાય ૨
ક્ષમાવિજય જિનરાજનો એ, ઉત્તમ ગુણ અવદાત,
સાત બોલથી વર્ણવ્યા, પદ્મવિજય વિખ્યાત ૩

### પરમાત્માનુ ચૈત્યવંદન–૭

પરમેશ્વર પરમાતમા, પાવન પરમિટ્ઠ,
જય જગગુરુ દેવાધિદેવ, નયણે મે દિટ્ઠ ૧
અચલ અકલ અવિકાર સાર, કરુણારસસિંધુ,
જગતી જન આધાર એક, નિષ્કારણ બધુ ૨
ગુણ અનત પ્રભુ તાહરા એ, કિમહિ કહ્યા ન જાય,
રમો પ્રભુ જિન ધ્યાનથી, ચિદાનદ સુખ થાય ૩

## શ્રી ગુણસાગરસૂરિકૃત ચોવીશી

### શ્રી સિદ્ધાચલ આદિ જિન સ્તવન

(ઝટ જાવો ચંદનહાર લાવો–એ દેશી)

આદિનાથ સિદ્ધાચલનાથ, વંદન કોટી હોજો; દાસ શરણે આવ્યો છે નાથ, મુક્તિ વહેલી દેજો. (અંચલી.) સાખી–આ સંસારે બહુ ભમ્યો, લાખ ચોર્યાસી નાથ; દુઃખ સમૂહમાં ટળવળ્યો પ્રભુ, આપ્યો ન કોઈએ સાથ. મુક્તિ વહેલી દેજો. આદિનાથ૦ સાખી–ભવભવ ભિન્ન કુટુંબની, મળી મુજ મોટી આથ; માની બેઠો માહરી પ્રભુ, કોઈ ન આવ્યો સાથ. મુક્તિ વહેલી દેજો. આદિનાથ૦ સાખી–ધન ધાન્યાદિક વસ્તુઓ બહુ ભેળી કરી નાથ; પ્રતિ ભવ દુઃખ વેઠી કરી, પ્રભુ આવ્યો હું ખાલી હાથ. મુક્તિ વહેલી દેજો. આદિનાથ૦ સાખી–ભવ અનન્તના ભ્રમણમાં, તુમ સમ ન મલ્યો નાથ; જે સ્થાપે સ્વ-સ્વરૂપમાં, ભવ મોહ હટાવી નાથ. મુક્તિ વહેલી દેજો. આદિનાથ૦ સાખી–સિધ્યા કાંકરે કાંકરે, મુનિ અનન્ત મુનિનાથ; જેહના દર્શન ભવ હરે, તમે તે સિદ્ધગિરિના નાથ. મુક્તિ વહેલી દેજો. આદિનાથ૦ સાખી–ગૌતમ નીતિ ગુણ કહે, અનન્તગુણ મુજ નાથ; મુજ દુઃખ સવિ દૂરે કરી, પ્રભુ દેજો અક્ષય સુખ સાથ. મુક્તિ વહેલી દેજો. આદિનાથ૦

### શ્રી આદિ જિન સ્તવન

(અજિત જિણંદ શું પ્રીતડી–એ રાગ)

આદિ જિનેશ્વર તારજો, આપી સમકિત હો, મિથ્યાત્વને વારી કે; મિથ્યાત્વ વશેં મેં દુઃખ સહ્યાં, અનન્ત કટુ હો,

નિજ સ્વરૂપ વિસારી કે. આદિ૦ ૧ તુજ શાસન પામ્યા વિના, હિંસા કરી હો, પ્રાણી પીડયા બહુ દીશ કે, આત્મ સમાન જાણ્યા નહિં, પર પ્રાણીને હો પ્રભુ કેમ તરીશ કે આદિ૦ ૨ અસત્ય વદી પરને વચ્યા, પણ જાણ્યુ ન હો પોતે જ ઠગાય કે, કૂટલેખાદિ કૂટ આચર્યા, ચોરી કરી હો, નિજ સૌખ્ય ભગાય કે આદિ૦ ૩ વિષયરાક્ષસ પરવશપણે, અસદાચારી થઇ હો, કર્યા પાપ પ્રચડ કે, ગુણી વ્રતી પર અપ્રીતિ કરી, કૂટ કલક દઈ હો, સહ્યા દુ ખ અતિચડ કે આદિ૦ ૪ પરિગ્રહની મમતા થકી, કરી શત્રુતા હો, ન ગણ્યા સબધ કે, અનંત દુરિતને આચર્યા, અનીતિ કરી હો દીધો સુખ પર કાપ કે. આદિ૦ ૫ એમ અનન્ત ભવમા પ્રભુ, ક્રોધાદિ વશે હો, કરી પાપ અનન્ત કે, અસહ્ય નરકાદિ દુ ખ સહ્યા, હજી આવ્યો ન હો, દુ ખનો પ્રભુ અન્ત કે આદિ૦ ૬ આપ શરણે આવ્યો હવે, દયાવારિધિ હો, દયા લાવીને તારો કે, ગૌતમ નીતિ વિનેય કહે, સૂરિ ગુણ હો પ્રભુ ભક્ત તમારો કે આદિ૦ ૭

## શ્રી અજિત જિન સ્તવન

(અહા કેવુ ભાગ્ય જાગ્યુ—એ રાગ)

જ્ઞાની દેવ અજિત મુજને, જ્ઞાન દઈ પ્રભુ તારજો! આપ જેવા નાથ મુજ કયા, પણ મલ્યા નહિ ધારજો જ્ઞાની૦ ૧ માળાધારી દેવ કેઈ, જાપ અધૂરા દાખવે, ક્રોધાદિ ચિહ્ન શસ્ત્ર દેવને, પાલવે કેમ રાખવે ? જ્ઞાની૦ ૨ વામાક્ષી પણ રાખનારા, દેવપણે નહિ શોભતા, ભવસમુદ્ર તિતીર્ષુ જીવો, ત્યાં કને નહિ થોભતા જ્ઞાની૦ ૩ રાગદ્વેષ ભર્યા વિષયના લાલચુ

કેમ તારશે ? આપ જેવા નાથને નહિ, જાણનારા હારશે. જ્ઞાની૦ ૪ વીતરાગ અંદ્ભપ જ્ઞાન—સમુદ્ર પ્રાપ્તમહોદય; વીતરાગ સ્વરૂપ મુજને, આપજો સુદયોદય. જ્ઞાની૦ ૫ ગૌતમ નીતિ વારિધિનો, બાળ સૂરિ ગુણ કહે; ગુણસમુદ્ર બનાવજો જેમ, દાસ આપ કને રહે. જ્ઞાની૦ ૬

## શ્રી સંભવજિન સ્તવન

( નાગર વેલીઓ રોપાવ—એ દેશી )

સ્વામિ સંભવ જિનવરદેવ, આપો વાસ મુક્તિમાં; કાપી કર્મબન્ધની ટેવ, સ્થાપો દાસ સિદ્ધિમાં. સ્વામિ૦ ૧ હત ક્રોધ માન માયા લોભ, ક્ષમા મૃદુતાએ કરી શોભ; ઋજુતા મુક્તિ ધારી દેવ. આપો૦ સ્વામિ૦ ૨ મહામોહ શત્રુ માન મોડી, સવી ઘાતીયાકર્મને ત્રોડી; નિર્મલ કેવલ પામ્યા દેવ. આપો૦ સ્વામિ૦ ૩ રચે સમવસરણ શુભ દેવા, દીયે જિનવર દેશના મેવા; લીયે તિર્યંચ માનુષદેવ, આપો૦ સ્વામિ૦ ૪ કેઇ ભદ્રિક ભાવને પામે, કેઈ મિથ્યાત્વને વામે; કેઇ સમકિત પામે દેવ. આપો૦ સ્વામિ૦ ૫ કેઇ તિર્યંચ નર દેશ વિરમે, કેઈ નર સવિવિરતિમાં રમે; અવિરતિ ઉદયે અવિરત દેવ. આપો સ્વામિ૦ ૬ ઉપકાર છે આપના ભારી, ભવિ જીવ ઘણાને તારી, અક્ષય મુક્તિ પામ્યા દેવ, આપો૦ સ્વામિ૦ કહે ગૌતમ નીતિ ગુણાબ્ધિ, મુજ આપો મોક્ષ સુખાબ્ધિ; શાને વાર લગાડો દેવ. આપો૦ સ્વામિ૦ ૮



## શ્રી અભિનંદન જિન સ્તવન

( છોટેમે બાલમા, મોરે આગનામે-એ દેશી )

અભિનંદન જિન દેવ, મુજને લાગે પ્યારા, દેવ મુજને લાગે પ્યારા, દેવ મુજને લાગે પ્યારા અભિ૦ ૧ પુદ્ગલ વસ્તુના રાગથી, એ છે બહુ ન્યારા, આત્મગુણોમા બહુ લીન છે એ જિનજી પ્યારા. અભિ૦ ૨ દેવાધિદેવ તમને વિનવુ, હે ભવ હરનારા, સસારી વસ્તુના રાગથી, કરો મુજને ન્યારા. અભિ૦ ૩ વિજિતેન્દ્રિય કરો, ઇન્દ્રિયોના જય કરનારા, ઇન્દ્રિયગ્રામથી હુ પીડાયો, હરો પીડા પ્યારા. અભિ૦ ૪ ભૂલી અનાદિથી રાચતો, રહુ ભવમા પ્યારા, આત્મ ગુણોમા રહેવા ચહુ, હે શુભ ગુણ સારા અભિ૦ ૫ ગૌતમ નીતિ સૂત્ર ગુણ કહે, હે દેવ દુલારા, ગુણ અનન્તમાં રમાડજો, હે ગુણ રમનારા અભિ૦ ૬

## શ્રી સુમતિ જિન સ્તવન

( મીઠા લાગ્યા છે મને આજના ઉજાગરા-એ દેશી )

સુમતિ જિણંદ ભવ વારજો રે, ભવ છે દુ ખનો વાસરે, નાથ ભવ અટવી ઉતારજો, દેવ દુ ખ શ્વાપદ દારજો સુમતિ૦ ૧ ક્રોધ દાવાનલથી બળુ રે, માન ગિરીન્દ્રનો ત્રાસ રે, નાથ ભવહેતુ નસાડજો, દેવ શિવ લહેરે રમાડજો સુમતિ૦ ૨ માયા વક-વાસ ઝાડીમા રે, સુઝાણો છૂટવા આશ રે નાથ ભવહેતુ૦ દેવ શિવ૦ સુમતિ૦ ૩ ડૂબ્યો રહુ લોભ સાગરે રે, રાખી નકામી આશ રે, નાથ ભવહેતુ૦ દેવ શિવ૦ સુમતિ૦ ૪ સસાર હેતુ બહુ પીડાકારી રે, ક્રોધાદિનો કરો નાશ રે, નાથ ભવહેતુ૦

દેવ શિવ૦ સુમતિ૦ ૫ ક્ષમાદિક ધર્મમાર્ગથી રે, આપો મુક્તિ-પુરી વાસ રે, નાથ ભવહેતુ૦ દેવ શિવ૦ સુમતિ૦ ૬ ગૌતમ-નીતિ વિનેય કહે રે, પૂરજો ગુણાબ્ધિ આશ રે; નાથ ભવ-હેતુ૦ દેવ શિવ૦ સુમતિ૦ ૭

## શ્રી પદ્મપ્રભ જિન સ્તવન

(આ તો લાખેણી લજ્જા કહેવાય—એ દેશી)

પ્રભુ પદ્મ ઇન્દ્રોથી પૂજાય, તારક ત્રિભુવનના, જેમાં દોષો ન લેશઃ દેખાય, તારક ત્રિભુવનના. સહુ પ્રાણી શાસનમાં રસીયા રહે, એવી ભાવદયાયે જિન નામ લહે; શુભ સ્થાનક વીશ સેવાય, તારક ત્રિભુવનના. પ્રભુ પદ્મ૦ ૧ જીવરક્ષાએ મહા-ગોપ નામ ધરે, મહામાહણ નિર્યામકતા વરે, મહાસાર્થવાહ કહેવાય, તારક ત્રિભુવનના. પ્રભુ પદ્મ૦ મહામોહાદિ શત્રુ લીલાયે હણે, જ્ઞાનાદિ ગુણોને પોતાના ગણે, વીતરાગ સર્વજ્ઞ કહેવાય, તારક ત્રિભુવનના. પ્રભુ પદ્મ૦ ૩ રાગ મોહ કામાદિ પરાસ્ત કરૂં; ક્રોધાદિ શત્રુથી કદી ન ડરું, આપો શક્તિ ભક્તિથી કહેવાય, તારક ત્રિભુવનના. પ્રભુ પદ્મ૦ ૪ શ્રી ગૌતમ નીતિ વિનેય કહે, પ્રભુ આપ પાસે મુજવાસ રહે, પૂરો આશા ગુણ-બ્ધિ હરખાય, તારક ત્રિભુવનના. પ્રભુ પદ્મ૦ ૫

## શ્રી સુપાર્શ્વ જિન સ્તવન

(મેરે મૌલા બુલાલો—એ દેશી)

મારા નાથ સુપાર્શ્વ નમું તુજને, દયાવારિધિ મુક્તિ દીયો મુજને. શેર—દ્રવ્ય પૂજા તાહરી ઉત્કૃષ્ટથી પ્રભુ જે કરે, માનવી તે બારમા દેવલોકની લક્ષ્મી વરે; તારી સેવા સુખી કરે સેવ-

કને મારા૦ ૧ શેર-ઉત્કૃષ્ટ ભાવે જે સ્તવે જિનરાજ તુજને માનવી, અન્તર્મુહૂર્તે મુક્તિ લે તે ભાવપૂજાયે સવી, તારી ભક્તિ મુક્તિપ્રદ ભક્ત જને મારા૦ ૨ શેર-આશાતના જિન રાજ તારી જે કરે અજ્ઞાનીઓ, તે નારકાદિ ચાર ગતિના દુ ખમા રહે પ્રાણીઓ, જિન આશાતના દુ ખ દે જીવને. મારા૦ ૩ શેર-અન્તર્મુહૂર્તે મુક્તિદાત્રી ભાવપૂજા હુ ચહુ, આપો મને ભવવાસથી છુ ખિન્ન મુક્તિમા ગ્હુ, શાશ્વત સૌખ્ય ગમે મુજને મારા૦ ૪ શેર-સુખ દેવ માનુષના ન વાછુ સિદ્ધિવાછુ અક્ષતા, ગૌતમ નીતિનો બાલ સૂરિ, ગુણ કહે દ્યો દક્ષતા, વાચ્છા પૂરી સુખી કરો સેવકને મારા૦ ૫

## શ્રી ચદ્રપ્રભ જિન સ્તવન

(મથુરામા ખેલ ખેલી આવ્યા-એ દેશી)

ચદ્રજિન દેવ મોક્ષ આપો હો નાથ, મોક્ષપદદાતા, મોક્ષ પદદાતા, પ્રભુ સેવે સુખશાતા, ચન્દ્રજિન૦ અજ્ઞ કહે પ્રભુ આ જગનો છે, ઈશ્વર કર્તા ત્રાતા હો નાથ; મોક્ષ૦ ચદ્ર૦ ૧ આપ જેવા સર્વજ્ઞે જણાવ્યુ, સૃષ્ટિ અનાદિ અનન્તા હો નાથ, મોક્ષ૦ ચદ્ર૦ ૨ ચૌદ રજ્જુ લોક વાર અનન્તી, કર્મે કરી જીવ ભમતા હો નાથ મોક્ષ૦ ચદ્ર૦ ૩ જીવ સ્વયં સ્વકર્મે કરીને, સુખ દુ ખ કર્ત્તા ભોક્તા હો નાથ મોક્ષ૦ ચદ્ર૦ ૪ આશ્રવરોધન સવર સેવન, નિર્જરાથી સિદ્ધ હુતા હો નાથ, મોક્ષ૦ ચદ્ર૦ ૫ આપ વાણીથી એ જ્ઞાન લઈને, બહુ જીવ મુક્તિ પહુતા હો નાથ, મોક્ષ૦ ચંદ્ર૦ ૬ ભદ્રકર જિન ગૌતમ નીતિના, ગુણના થાઓ શિવદાતા હો નાથ મોક્ષ૦ ચદ્ર૦ ૭

## શ્રી સુવિધિ જિન સ્તવન

( થઈ પ્રેમ વશ પાતલીયા—એ દેશી )

પ્રભુ સુવિધિ મલ્યા સુખદાયા, જેના દર્શન આનંદદાયા રે; પ્રભુ૦ સુવિધિ૦ સુર અસુર નૃપ ભક્તે પૂજે, મોહરાજા બહુ ધ્રૂજે; તુજ સેવા કર્મો ભુંજે, મેં બહુ પુણ્યે જિન પાયા રે. પ્રભુ૦ ૧ રાગદ્વેષાદિ શત્રુ સંતાપે, હણી નાખ્યા જે આપે; તુજ ભક્તિ શત્રુ કાપે, નિત સેવ દીયો જગતાય રે. પ્રભુ૦ ૨ દેહાદિ વસ્તુ ક્ષણવિનાશી, નિત સંગી મુજ ભાસી; આશા ન કરી મુજ દાસી, ઇન્દ્રિયવશ કાલ ગમાયા રે. પ્રભુ૦ ૩ દર્શન જ્ઞાન ચરણે ન રાચ્યો, ભોગોપભોગે નાચ્યો; કરી ધર્મ નૃસુર સુખ યાચ્યો; તેથી દુર્ગતિ બહુ દુઃખ પાયા રે. પ્રભુ૦ ૪ ગૌતમ નીતિ બાળ કહે ગુણ, હું આવ્યો શરણે સુણ; માગું સાહેબ અનંત ગુણ, પુર આશા જગ શિવદાયા રે. પ્રભુ૦ ૫.

## શ્રી શીતલ જિન સ્તવન

( પારેવડા જાજે પિયુના દેશમાં—એ દેશી )

એ મૂરતિ શીતલ દેવ મનોહારી (રે) જિન વિણ કોણ ભવ હારી (રે). એ મૂરતિ૦ ૧ ઇન્દ્ર ઇન્દ્રાણી દેવાદિ પૂજે નિત, યોગીન્દ્ર યોગ ધારનારી (રે). એ મૂરતિ૦ ૨ ભૂપ વાસુદેવ ચક્રી શક્રાદિક, જિન પૂજનાયે પદ ધારી (રે). એ મૂરતિ૦ ૩ તિર્યંચ માનુષ ઘાતક જે નિત્ય, એવાને પણ તારનારી (રે). એ મૂરતિ૦ ૪ પાતક રાશિ સમૂહ પ્રણાશક, થાઓ મારા પાપહારી (રે). એ મૂરતિ૦ ૫ ગૌતમ નીતિ વિનેય વદે ગુણ, ધ્યાવું સદા શિવકારી (રે). એ મૂરતિ૦ ૬

## શ્રી શ્રેયાસ જિન સ્તવન

( સાહેબો મારો ગુલાબનો છોડ—એ દેશી )

શ્રેયસરાશિ શ્રેયાસ જિનેશ, ઈન્દ્રો દાસ ચરણના સાહેબા સેવકવાજં દિનેશ, દર્શન ચાહુ વદનના સૂર્ય વિના અર વિંદ ખીલે નહિ, આપ વિના મુજ હૈયુ ફૂલે નહિ, અહો નિશ રહેજો જોડાજોડ, સહુથી શ્રેષ્ઠ ચરણના શ્રેય૦ ૧ કર્મ ત્રુટ્યા વિણુ આત્મા છૂટે નહિ, ધર્મ કર્યા વિણુ કર્મ ત્રુટે નહિ, કામ ન આવે દોડા-દોડ, ખણુતા મૂળ કરમના શ્રેય૦ ૨ વસ્તુ સ્વભાવ સ્વધર્મ છે રે, પરવસ્તુ પ્રેમ અધર્મ છે રે; ધર્મ છે આત્માની જોડાજોડ, આપો ધામ ધરમના શ્રેય૦ ૩ ધાન્ય વસન ધન આશથી રે, ભામિની પુત્રાદિ પાશથી રે, કર્મોથી બંધાણો હોડાહોડ, કાપો સ્થાન બંધનના શ્રેય૦ ૪ ગૌતમ નીતિ ગુણાબ્ધિ કહે રે, તુમ શરણે દુ:ખ કેમ રહે રે ? કરો મુજ દુ:ખોની ત્રોડાત્રોડ, છો મુજ નાથ જીવનના શ્રેય૦ ૫

## શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન

(વહાલા વીર જિનેશ્વર જન્મ જરા નિવારજો રે—એ રાગ)

વિરાગી વાસુપૂજ્ય જિન સેવકના દુ:ખ કાપજો રે, અક્રોધી માન રહિત નિર્મોહી, શિવસુખ આપજો રે, અરિહંતપદના ભોગી જ્યારે, વિહાર ભૂમિ સમતલ ત્યારે, હર્ષ ખેદ નિવારી સમતા આપજો રે વિરાગી૦ ૧ દુષ્કાલાદિના ભય કાપે, સુવર્ણ કમલે ચરણો સ્થાપો, ભય સાતે વારી નિર્ભયતા આપજો રે વિરાગી ૨૦ પ્રદક્ષિણા દઇ પક્ષી પ્રણમે, નમે માર્ગના

વૃક્ષો ક્ષણમેં; માન તોડી મુજ પરમ વિનયતા આપજો રે. ૩ વાણી તારી જિન વરસે જ્યાં, કારણ જાતિજં વૈર સમે ત્યાં; વૈરવિરોધ શમાવી મૈત્રી આપજો રે, વિરાગી૦ ૪ ચોત્રીશ અતિશયી ભવિજન તારો, હજી ન આવ્યો મારો વારો; ગૌતમ નીતિ ગુણને માગ્યું આપજો રે, વિરાગી૦ ૫

## શ્રી વિમલ જિન સ્તવન

(આજકી આંગી ખુબ બનીજી–અથવા વૈષ્ણવ જન તો એ દેશી)

વિમલ જિનેશ્વર દર્શન પામી, વિમલ થયા બહુ પ્રાણી રે; હું તુમ સેવ કરું બહુ ભાવે, વિમલ કરો કરી નાણી રે. વિ૦ ૧ જ્ઞાન દર્શન ચારિત્ર અનન્તા, વીર્ય અનન્ત છે તારે રે; વિમલાનન્ત ચતુષ્ટયી એવી, મહેર કરી દ્યો મારે રે. વિ૦ ૨ કર્મ શત્રુએ આવર્યા જે, જ્ઞાનાદિ ગુણ મારા રે, તેહિ જ માગું ખોટની શંકા, રાખે રખે નહિ તારા રે. વિ૦ ૩ એ ગુણ વિણ હું કાલ અનંતો, રખડી પડયો દુઃખ રાણ રે; મોહ રાગાદિ શ્વાપદ પીડયો હું, રક્ષણ માગું શિવઠાણ રે. વિ૦ ૪ ભક્તવાંછિતપૂરણ સુરપાદપ, પ્રાર્થનાભંગ ન શોભે રે; ગૌતમ નીતિનો બાળ ભણે ગુણ, બીજે ન ચિત્ત મુજ થોભે રે. વિ૦ ૫

## શ્રી અનંત જિન સ્તવન

(અબ તેરા સિવા કોન મેરા–એ દેશી)

અનન્તનાથ આપ વિના કોણ તારશે, ભગવાન તુમ ભક્તિ ન કરે તે હારશે; ભક્તિ છે પંચ ભેદ જિન જલાદિ અર્ચવા જિનાજ્ઞા દ્રવ્ય રક્ષા તીર્થ યાત્રા ઉત્સવ; એ પંચ

ભેદ ભક્તિ ભક્ત કષ્ટ વારશે, ભગ૦ અનન્ત ૧ આ ભવ સુખોની વાંછનાએ ભક્તિ જે કરે, તે ભક્તિ વિષક્રિયા કહી, ન તેથી તે તરે, અશુદ્ધ આશયોથી ભક્તિ ભવ વધારશે, ભગ૦ અનન્ત૦ ૨ પરલોક શર્મભાવનાએ ભક્તિ જે કરે, તે ભક્તિ ગરક્રિયા કહી ન તે તેથી તરે, વિપરીત આશયોથી ભક્તિ ભવ રૂલાવશે ભગ૦ અનન્ત૦ ૩ સાધ્યોપયોગ શુન્યતાએ ભક્તિ જે કરે, તે ભક્તિ અનનુષ્ટાન છે ન તેથી તે તરે, આશયવિહીનતાએ ભક્તિ કેમ તારશે ભગ૦ અનન્ત૦ ૪ સંસારમુક્તિ ભાવનાએ ભક્તિ જે કરે, તદ્ધેતુ અનુષ્ઠાને ચરમાવર્તે તરે, એ મોક્ષ લક્ષ ભક્તિ ભવ દુઃખો નિવારશે ભગ૦ અનન્ત૦ ૫ મોક્ષોપયોગ લીનતાએ ભક્તિ જે કરે, તે ભક્તિ અમૃતાનુષ્ઠાન એથી તે તરે, નિર્વેદ શમ સંવેગ રંગી ભક્તિ તારશે ભગ૦ અનન્ત૦ ૬ તદ્ધેતુ અનુષ્ઠાન અમૃતાનુષ્ઠાન જે, સંવેગ પ્રશમયુકત માંગુ ઘોને પ્રભુ તે, સુરનરસુખોથી ખિન્ન દાસ કોણ તારશે? ભગવાન તુમ ભક્તિ ન કરે તે હારશે અનન્ત૦ ૭ ભવ ભવ દુઃખાગ્નિ તપ્ત દાસ દેવ ઠારજો, ગૌતમ નીતિ ગુણાબ્ધિ કહે નાથ તારજો, પ્રભુ આપ વિના કોણ દાસ દુઃખ નિવારશે? ભગ૦ અનન્ત૦ ૮

## શ્રી ધર્મજિન સ્તવન

(ઘણો ખુશીનો દિન, આજનો પ્રધાન મારા—એ દેશી)

ધર્મનાથ ધન્ય દિન, દર્શન હું પામ્યો તારા, આનંદ ન માય અંગ, નાશ થયા પાપ મારા ધર્મનાથ૦ ૧ સંસારના

સર્વ સુખો, નાશથી ન લાગે સારા; કર્મબન્ધનોથી ફરી, લાગે વિપાકોથી ખારા. ધર્મનાથ૦ ૨ ભોગ ઉપભોગના છે, સર્વ સુખો દુઃખ ભારા; તેથી તેવા સુખની નહિ, વાંછા હવે નાથ મારા. ધર્મનાથ૦ ૩ સમ્યગ્દર્શન જ્ઞાન ચરણે, રમણતા હું ચાહું પ્યારા; અક્ષય સુખ મોક્ષવાસ, માગું આપો દેવ મારા. ધર્મનાથ૦ ૪ કહે ગૌતમ નીતિ બાળ સૂરિ ગુણલબ્ધિ પ્યારા; આપ શરણ છોડું નહિં, આશ પૂરો નાથ મારા. ધર્મનાથ૦ ૫

## શ્રી શાંતિજિન સ્તવન

(વાસુપૂજ્ય વિલાસી, ચંપાના વાસી—એ દેશી)

શ્રી શાંતિ સુવાસી, દઈ મોહ ફાંસી, ટાળો સેવક ભવવાસ; છું મુક્તિનો પ્યાસી, જ્ઞાન પ્રકાશી, આપો સેવક શિવવાસ; આ જગ ભમતાં દેવ જે દીઠાં, તેહમાં ન તુમ સમ એક; વિષયી દેવોમાં રાચતા કેઇ, તે જન કૂપના ભેક રે. શ્રી શાંતિ સુવાસી૦ ૧ તુમ ગુણ અમૃતકુંડમાં હું, સ્નાન ચાહું નિત્યમેવ; અન્યદેવ ગુણાભાસ કુજલને, નહિ ચાહું દેજો સેવ રે. શ્રી શાંતિ૦ ૨ કોણ ચાહે કલ્પવૃક્ષને પામી, બબ્બુલ વૃક્ષને નાથ; રત્નચિંતામણિ પામીને નહિ, નાંખું કાચમાં હાથ રે. શ્રી શાંતિ૦ ૩ મોર વાંછે જેમ મેઘને તેમ, વાંછું હું તુમને દેવ, જ્યાં લગી જન્મ મરણ છે મારા, ત્યાં લગી દેજો સેવ રે. શ્રી શાંતિ૦ ૪ ભવ ભવ શરણુ તમારું હોજો, પૂરજો સેવક આશ; ગૌતમ નીતિ શિષ્ય કહે ગુણ, મુજ દુઃખનો કરો નાશ રે. શ્રી શાંતિ૦ ૫

## શ્રી કુંથુજિન સ્તવન

(તમે ચોડા ચોડા થાઓ વગણાગી–એ દેશી)

જિન શિવદાયી સેવ તુજ લાગી, હે કુંથુ જિન શિવદાયી સેવ તુજ લાગી બીજા રાગી તુ વીતરાગી હે કુંથુ૦ દેહ વસ્ત્રાદિના કાર્યોને વોસિરાવુ, જિન તારી સેવામા અહોનિશ ચિત્ત લાવુ ! આ દાસ તુજ સેવ અનુરાગી હે કુંથુ જિન૦ ૧ કાલ અનાદિથી પરભાવમા જ રહુ, પર વસ્તુને (જ) સ્વ વસ્તુ છે એમ કહુ, તેથી દુખો થયા મુજ રાગી હે કુંથુ જિન૦ ૨ પરને સ્વ માની હુ નાયક દાસ થયો, હીન દાસાદિના પગથી પીસાઈ ગયો, હજી માન ગયો નહિ ભાગી, હે કુંથુ જિન૦ ૩ અજ્ઞાનતા સવી દુખની છે દેનારી, જ્ઞાન વિના નવી સુખશાતિ થાનારી, એવી બુદ્ધિ હવે મુજ જાગી હે કુંથુ જિન૦ ૪ ગૌતમ નીતિ ગુણાબ્ધિ કહે એમ, કરુણા સમુદ્ર કરુણાથી કરો તેમ, મારી જ્ઞાનદશા જાય જાગી હે કુંથુ જિન૦ ૫

## શ્રી અરજિન સ્તવન

(ભાગ્તકા ડંકા આલમમે બજવાયા–એ દેશી)

અર જિનવર શિવમા આપ ગયા, તારી બહુ જીવને જ્ઞાન મયા, પ્રભુ આ સેવકને ભૂલી ગયા, દયાસાગર તારો લાવી દયા અર૦ ૧ ક્ષમા માર્દવ આર્જવ સુખદાયી, આણ્યા ન જીવ કિમ દુખ જાયી ? દુખ મૂલ લોભવશ કાલ ગયા, દયા૦ અર૦ ૨ ઈર્ષ્યા મત્સરે બહુ દુખ પાયા, તજી નિદા નહિ સદ્‌ગુણ ગાયા, તેથી આશ ન ફળે કિમ સૌખ્ય મયા દયા૦

અર૦ ૩ નહિ ખાવા જિંદગી બહુમૂલી, નહિ વિષયાર્થે એ બલ અતુલી, અજ્ઞાને મૂલ્ય ગયા. દયા૦ અર૦ ૪ જિંદગી એ તપ સંજમ કરવા, બલ એ કર્મો નાશન કરવા, શક્તિ આપો પ્રભુ શક્તિ મયા. દયા૦ અર૦ ૫ સંજમ લીના ગૌતમ નીતિ, પ્રભુ ટાળો મુજ ભવની ભીતિ, જિન તુજ તુજ દરિસણ ગુણ સૌખ્ય મયા. દયા૦ અર૦ ૬



## શ્રી મલ્લિજિન સ્તવન

( લાખ લાખ દીવડાની આરતી ઉતારજો—એ દેશી )

ક્રોડ ક્રોડ વંદન(ની) શ્રેણી સ્વીકારજો, ક્રોડ ક્રોડ દુઃખોના જૂથ નિવારજો; ભક્તોના હૈયા હરખાય, મલ્લીજિન અવધારો પ્રાર્થના. ૧ પરહિતચિંતા એ મૈત્રી જગાવજો, હાર્દથી મારા અમૈત્રી ભગાવજો; મૈત્રી વિના ન સુખ થાય. મલ્લી૦ ૨ પરદુઃખવારણ કરુણાથી પૂરજો, નિર્દયતાને સકારણ ચૂરજો; નિષ્કરુણાયે દુઃખ થાય. મલ્લી૦ ૩ ભાવ પ્રમોદ મુજ ચિત્ત વસાવજો, ઈર્ષ્યા વૃત્તિ પ્રભુ દૂર નિવારજો; ગુણ શ્લાઘાએ દોષ જાય, મલ્લિજિન અવધારો પ્રાર્થના. ૪ દોષકારી પ્રત્યે માધ્યસ્થ આપજો, સેવક દોષોને નિત નિત કાપજો, એ વિણ શાંતિ ન થાય મલ્લી૦ ૫ ગૌતમ નીતિ ગુણાબ્ધિ શોભાવજો, મૈત્ર્યાદિ ચારે ભાવોમાં લોભાવજો; મુક્તિમાં એથી જવાય. મલ્લી૦ ૬

## શ્રી મુનિસુવ્રત જિન સ્તવન

( માગ પ્રેમી પખીડા સહુ આવજો હો રાજ,
જગલમા માર્ગી ઝુપડી-એ દેશી )

પ્રભુ મુનિસુવ્રત નમુ ભાવથી હો રાજ, પાવનકારી જિનરાજજી, જિન નામ સ્મરણે ગયા પાપો હો રાજ, પાવનકારી જિનરાજજી ઇષ્ટ વિયોગ અનિષ્ટનો સજોગ રોગ વિચાર, અગ્ર શોચ દુખદાયકા, આર્તધ્યાન ભેદ ચાર, દુખદાથી એ ધ્યાન નિવારજો હો રાજ પાવનકારી૦ ૧ હિંસા મૃષા ચોરી તથા, સરક્ષણાનુબધી, રૌદ્ર ધ્યાન ભેદ ચાર એ, નાખે નરકે બાધી, રૌદ્ર ધ્યાન એ વારજો હો રાજ પાવનકારી૦ ૨ આજ્ઞા અપાય વિપાક તિમ, સસ્થાન વિચય એ ચાર, ધર્મધ્યાન શુભ ભેદ છે, દે બહુ કર્મને માર, સુખકારક ધ્યાન એ આપજો હો રાજ પાવનકારી૦ ૩ પૃથક્ત્વ એકત્વ વિતર્ક બે, સપ્રવિચાર અપ્રવિચાર, આદ્ય આઠથી અગિયારમે, તેરમે દ્વિતીય સબાર, એ બે શુકલધ્યાન ભેદે સ્થાપજો હો રાજ પાવનકારી૦ ૪ અપ્રતિપાતી સૂક્ષ્મ-ક્રિયા સમુચ્છિન્ન ક્રિયાનિવૃત્તિ, તૃતીય અયોગી ગુણસ્થલે, તુર્ય ભેદ દે મુક્તિ, શુકલધ્યાન ચાર ભેદે રમાડજો હો રાજ પાવનકારી૦ ૫ આર્ત્ત રૌદ્ર બે ધ્યાનથી, વેઠયા બહુ દુખ ત્રાસ, ધર્મશુકલ બે ધ્યાન દઈ, કરો દાસ દુખ નાશ, ગૌતમ નીતિ ગુણ આશ પૂરજો હો રાજ પાવનકારી૦ ૬



## શ્રી નમિજિન સ્તવન

( આવો આવો દેવ મારા સૂનાં સૂનાં દ્વાર–એ દેશી )

સેવું ધ્યાવું દેવ પ્યારા, નમિજિનેશ્વરરાય, પ્યારા પાપ હરનારા, આવો દુઃખહર દેવ વહાલા મારા અંતરમાંય, પ્યારા૦ યૌવન ધન દેહાદિ વસ્તુ, ક્ષણમાં ચાલી જાય; અનિત્યતા દુઃખપ્રદતા એની, મોહે ન જાણી રાય. પ્યારા૦ ૧ માતપિતા નૃપ રાજ્ય સમૃદ્ધિ, અશરણુ ને અસહાય, અરિહંત સિદ્ધમુનિ જિનધર્મ એ શરણા આપો રાય. પ્યારા૦ ૨ જનકાદિ સુતતાદિ પામે, જન્મ વિચિત્ર અસાર, આ સંસારે નહિ સુખબિન્દુ; દુઃખ દે ઉપર માર. પ્યારા૦ ૩ આવે એક જ જાવે એક જ, અન્ય વસ્તુ પરિવાર, દેહ અશુચિ દુર્ગંધ ભરીઓ; જાણે ન જીવ ગમાર. પ્યારા૦ ૪ આશ્રવ સંવર ભાવ નિર્જરા ધર્મસૂકતતા સાર, લોકપદ્ધતિ દુર્લભબોધિ, ભાવના દુઃખ હરનાર. પ્યારા૦ ૫ બાર ભાવના ચિત્ત ન આણી, તેથી દુઃખ અપાર; ગૌતમ નીતિ ગુણ કહે આપો, બાર ભાવના સાર. પ્યારા૦ ૬

## શ્રી નેમિજિન સ્તવન

( ગિરનારી નેમ, સંજમ લીધું છે બાળ વેશમાં–એ દેશી )

નેમિ જિનેશ્વર પ્રાર્થના, પુણ્ય પ્રભાવક, પાપ પ્રણાશક, દેવ રે, તારોને દાસ. નેમિ૦ ૧ સૂક્ષ્મ બાદર નિગોદમાં, દુઃખથી કાઢયો કાળ અનન્તો, દેવ રે, તારો૦ નેમિ૦ ૨ ક્ષમા વારિ વણુ તેઉ વાઉમાં, કાલ અસંખ્યો કષ્ટે ગુમાવ્યો દેવ રે તારો૦ નેમિ૦ ૩ બિ–તિ–ચઉરિન્દ્રિય અસંજ્ઞીમાં

રઝડયો સાધન હીન ન દેખ્યા, દેવ રે તારો૦ નેમિ૦ ૪ સંજ્ઞી તિર્યંચમા પરવશે, બંધવધાદિ દુખ સહ્યા બહુ દેવ રે, તારો૦ નેમિ૦ ૫ વાર અનેક નારક થઇ, જે પીડાયો તે કહેતા ન ખૂટે, દેવ રે, તારો૦ નેમિ૦ ૬ દેવપણે ઇર્ષ્યાદિથી દુખી રહ્યો સુખ ક્ષણ વિનાશી દેવ રે, તારો૦ નેમિ૦ ૭ આર્ય દેશાદિ અભાવથી, દુર્લભ બહુ નર દેહ ગુમાવ્યા, દેવ રે તારો૦ નેમિ૦ ૮ મહાપુણ્યથી થઈ માનવી, આપ શરણુને પામ્યો ન મૂકુ, દેવ રે, તારો૦ નેમિ૦ ૯ આપ વિના ભવનાશકા, દેવ બીજા નહિ આ જગ દીઠા, દેવ રે. તારો૦ નેમિ૦ ૧૦ દઇ આત્મલક્ષ્મી ભવ તારજો, ગૌતમ નીતિ બાળ કહે, ગુણુ દેવ રે તારો૦ નેમિ૦ ૧૧

## શ્રી પાર્શ્વજિન સ્તવન

(રાખના રમકડા માગ ગમે-એ દેશી)

પાસના દર્શનથી મારા પાપો, મારાં પાપો સહ દુખ ભાગ્યા રે, સ્વભાવપ્રાપક સુખકર પ્રભુજી, ભેટયા પુણ્યો જાગ્યા રે પાસ૦ ૧ સુવર્ણ ગૃહભૂષણુ ચિત્રાદિ, ધારી ધારી નિરખુ, ભાન ભૂલી નિજસ્વરૂપ વિસારી, એ વસ્તુ જોઈ હરખુ રે પાસ૦ ૨ આત્મભાવમા રમવા માટે, જે સાધન જિન ભાખ્યા, તે સાધન પણુ પરભાવોને મેળવવા મે રાખ્યા રે પાસ૦ ૩ સાધનને પણુ શસ્ત્ર બનાવે, અજ્ઞ દશા પ્રભુ મારી, બુધજન હાસ્યકરી મુજ ટાળો, મૂરખતા દુખકારી રે પાસ૦ ૪ પરભાવે રમતા હુ પામ્યો, દુખપર પરા ભારે,

બહુ દુઃખપ્રદ પરભાવ પ્રેમ તોય, નહિ છૂટે પ્રભુ મારે રે. પાસ૦ ૫ દયા લાવી પ્રભુ આ સેવકને, આત્મભાવમાં સ્થાપો, ગૌતમનીતિ ગુણ કહે પરનો પ્રેમ કાપી શિવ આપો રે. પાસ૦ ૬

## શ્રી વીર જિન સ્તવન

( જાવો જાવો અય મેરે સાધુ–એ દેશી )

આપો આપો હે ત્રિભુવનપૂજિત, વીર મુક્તિમાં વાસ વીર મુક્તિમાં વાસ, આપો વીર મુક્તિમાં વાસ. આપો આપો સદ્દગતિ પર્શું દુર્ગતિકંદા, વિઘ્નપરંપરા મૂળ, અર્થકથા મુજ ચિત્તથી કાઢો, કરે એ કાળો શૂળ. આપો આપો૦ ૧ આ ભવ પરભવ દુઃખસંવર્ધક, બુધજન હાસ્ય નિદાન, કામકથા મુજ બહુ દુઃખ આપે, કાઢો મોડી માન. આપો આપો૦ ૨ શોભન ભાવે શુભગતિ દાતા, દુર્ગતિદા દુર્ભાવે; નહિ સંકીર્ણ કથા બહુ સારી, મુક્તિરસ અભાવે. આપો આપો૦ ૩ દુર્ગતિહરણી શુભગતિકરણી, મોક્ષતણી નીસરણી, પંડિત શ્લાઘ્યા ધર્મકથા દ્યો, મુમુક્ષુતા અનુસરણી. આપો આપો૦ ૪ અધમાધમ રસી અર્થકથામાં, અધમો કામકથામાં, મધ્યમજન સંકીર્ણ કથામાં, ઉત્તમ ધર્મકથામાં, આપો આપો૦ ૫ સુખ મેળવવા અર્થકામમાં, રઝળ્યો કાળ અનન્ત; સુખનો હેતુ ધર્મ ન જાણ્યો, પામ્યો ન દુઃખનો અન્ત. આપો આપો૦ ૬ ઉત્તમ યોગ્યા ધર્મલીનતા, દઈ કરો દુઃખનો નાશ; ગૌતમ નીતિ શિષ્ય કહે ગુણ, દૂર ન મુક્તિવાસ. આપો આપો૦ ૭

*

## જિનવર આંગી સ્તવન

(જાવો જાવો અય મેરે સાધુ-એ દેશી)

આંગી દેખી હે પ્રભુજી મારુ, ચિત્તડુ બહુ હરખાય, ચિત્તડુ બહુ હરખાય પ્રભુજી, ચિત્તડુ બહુ હરખાય આગી૦ લાખ લાખ હીરા રત્નો જ્યા, ઝગમગતા દેખાય, મણિ મોતીસુવર્ણરચિત એ, આગીથી દુ ખ જાય આગી૦ ૧ જીવે મોહથી પતિપત્ની સુત, દેહ સજ્યા બહુવાર, જિનવર આગી રચી ન ભાવે, પામ્યો દુ ખ અપાર આગી૦ ૨ સ્વશરીર શણગાર તજીને, રચે આગી મનોહાર, પ્રભુની બહુભાવે જે વ્યક્તિ, ધન તેનો અવતાર આગી૦ ૩ દેહમોહ છૂટે જિન આગી, રચવાનુ મન થાય, ભવભવ એવી સુમતિ દેજો, માટે કર્મની થાય આગી૦ ૪ ચિતામણિથી બહુમૂલો એ, જિનવર ભક્તિરગ, ગૌતમનીતિ ગુણને આપો, જિન સેવા શિવસગ આગી૦ ૫

## શ્રી સીમધર જિન સ્તવન

(પારેવડા જાજે વીરાના દેશમા-એ દેશી)

હે ચદ્રમા કહેજે ક્રોડ મારી વદના, સીમધરને સક દના હે ચદ્રમા૦ મહાવિદેહને પાવન કરતા, વિચરે કર્મ નિકદના હે ચદ્રમા૦ ૧ વીતરાગ સર્વજ્ઞ તારક એ, ચાહુ ચરણ જિનચદના હે૦ ૨ પાપોદયે દૂર ભરતે રહ્યો હુ, પામ્યો ન પાદ જિણદના હે ચદ્રમા૦ ૩ સર્વજ્ઞ વિરહી ક્ષેત્રે ભટકતો, દુ ખે કરુ આકદના હે ચદ્રમા૦ ૪ મિથ્યામતિ અજ્ઞાનીના સગે, નાશે નહિ ભવફદના. હે ચદ્રમા૦ ૫

કલ્પિત પણ્ણ ભાજાગતા આદિ, નાભો ભવોભવ મંડના હે ચંદ્રમા૦ ૬ ચંદ્ર સીમંધરસ્વામીને કહીજે, તેહી કરે ભવ ખંડના હે ચંદ્રમા૦ ૭ સર્વ મુનિજિન અરિહંત સિદ્ધ સુ. સર્વ ચૈત્યોને નિતવંદના. હે ચંદ્રમા૦ ૮ ગૌતમનીતિગુણ કહે દુઃખહર, દેવશ્રીમંધરાદિ વંદના. હે ચંદ્રમા૦ ૯

## શ્રી વીરજિન સ્તવન

( ઘર આવો ગોરા પરદેશી—એ દેશી )

વીર પ્રભુ તુજ દર્શનથી, પાપ ગયા મુજ આતમથી, પુણ્ય પરિણતિ જો જાગી, જગપતિ જિન તુજ લય લાગી, દૂર ન કર પ્રભુ તન મનથી. વીર પ્રભુ૦ ૧ ગુણમણીથી તું ભરીઓ, હું છું અવગુણનો દરિયો, દોષ ટાળ મુજ આતમથી. વીર પ્રભુ૦ ૨ તું પ્રભુ જગનો તારક છે, આ જન તારો બાળક છે, સેવકને જો કરુણાથી. વીર પ્રભુ૦ ૩ તું શું મુજને નહિ તારે, હું છું શું તુજને ભારે; જસ લેને શિવ દઈ જગથી. વીર પ્રભુ૦ ૪ ગૌતમનીતિગુણ બોલે, દાની નહિ કોઇ તુજ તોલે, કર પ્રસન્ન દઇ શિવવરથી, વીર પ્રભુ૦ ૫



# શ્રીમદ્ મહોપાધ્યાય શ્રી યશોવિજયજી કૃત
# ચોવીશ જિનનાં સ્તવનો

## ૧ શ્રી ઋષભજિન સ્તવન

( મહાવિદેહ ક્ષેત્ર સોહામણો–એ દેશી )

જગજીવન જગવાલહો, મરૂદેવીનો નંદ લાલરે, મુખ દીઠે સુખ ઉપજે, દર્શન અતિહિ આનંદ લાલરે જગ૦ ૧ આંખડી અંબુજ પાંખડી, અષ્ટમી શશિ સમ ભાલ લાલરે, વદન તે શારદ ચંદલો, વાણી અતિહિ રસાલ લાલરે જગ૦ ૨ લક્ષણ અંગે વિરાજતા, અડહિય સહસ ઉદાર લાલરે, રેખા કરચરણાદિકે, અભ્યંતર નહિ પાર લાલરે જગ૦ ૩ ઇંદ્ર ચંદ્ર રવિ ગિરિ તણા, ગુણ લઈ ઘડિયું અંગ લાલરે, ભાગ્ય કિહા થકી આવિયું, અચરિજ એહ ઉત્તંગ લાલરે જગ૦ ૪ ગુણ સઘળા અંગીકર્યા, દૂર કર્યા સવિ દોષ લાલરે, વાચક યશવિજયે થુણ્યો, દેજો સુખનો પોષ લાલરે જગજીવન૦ ૫

## ૨. શ્રી અજિતનાથજિન સ્તવન

( નિંદડી વેરણ હોઈ રહી–એ દેશી )

અજિત જિણંદશું પ્રીતડી, મુજ ન ગમે હો બીજાનો સંગ કે, માલતી ફુલે મોહીયો, કિમ બેસે હો બાવલ તરૂ ભૃંગ કે અજિત૦ ૧ ગંગાજલમાં જે રમ્યા, કિમ છિલ્લર હો રતિ પામે મરાલ કે, સરોવર જલધર જલ વિના, નવિ ચાહે હો જગ ચાતક બાલ કે અજિત૦ ૨ કોકિલ કલ

કુજિત કરે, પામી મંજરી હો પંજરી સહકાર કે; ઓછાં તરુવર નવિ ગમે, ગિરૂઆશું હો હોયે ગુણનો પ્યાર કે. અજિત૦ ૩ કમલિની દિનકર કર ગ્રહે, વલી કુમુદિની હો ધરે ચંદશું પ્રીત કે, ગૌરી ગિરીશ ગિરિધર વિના, નવિ ચાહે કો કમલા નિજ ચિત્ત કે. અજિત૦ ૪ તિમ પ્રભુશું મુજ મન રમ્યું, બીજા શું હો નવિ આવે દાય કે, શ્રી નયવિજય વિબુધતણો, વાચક યશ હો નિત નિત ગુણ ગાય કે. અજિત૦ ૫

## ૩ શ્રી સંભવનાથજિન સ્તવન

( મન મધુકર મોહી રહ્યો—એ દેશી )

સંભવ જિનવર વિનતિ, અવધારો ગુણ જ્ઞાતા રે; ખામી નહીં મુજ ખિજમતે, કદીય હોશો ફલદાતા રે સંભવ૦ ૧ કરજોડી ઉભો રહું, રાત દિવસ તુમ ધ્યાનો રે; જો મનમાં આણો નહિ, તો શું કહીએ થાને રે. સંભવ૦ ૨ ખોટ ખજાને કો નહીં, દીજીયે વાંછિત દાનોરે; કરૂણા નજર પ્રભુજી તણી, વાધે સેવક વાનો રે. સંભવ૦ ૩ કાલ લબ્ધિ મુજ મતિ ગણો, ભાવ લબ્ધિ તુમ હાથે રે; લડથડતું પણ ગજ બચ્ચું, ગાજે ગયવર સાથે રે. સંભવ૦ ૪ દેશો તો તુમહી ભલું, બીજા તો નવિ જાચું રે; વાચક યશ કહે સાંઇશું, ફલશે એ મુજ સાચું રે. સંભવ૦ ૫

## ૪ શ્રી અભિનંદનજિન સ્તવન

( સુણજો હો પ્રભુ—એ દેશી )

દીઠી હો પ્રભુ દીઠી જગગુરુ તુજ, મૂરતિ હો પ્રભુ મૂરતિ

મોહન વેલડીજી, મીઠી હો પ્રભુ મીઠી તાહરી વાણી, લાગે હો પ્રભુ, લાગે જેસી શેલડીજી ૧ જાણુ હો પ્રભુ, જાણુ જન્મ કયત્થ, જોઉં હો પ્રભુ, જોઉં તુમ સાથે મિલ્યોજી, સુરમણિ હો પ્રભુ, સુરમણિ પામ્યો હત્થ, આંગણે હો પ્રભુ, આંગણે મુજ સુરતરૂ ફલ્યોજી ૨ જાગ્યા હો પ્રભુ, જાગ્યાં પુણ્ય અંકૂર, માગ્યા હો પ્રભુ મુહ માગ્યા પાસા ઢલ્યાજી, વૂઠ્યા હો પ્રભુ વુઠ્યા અમિરસ મેહ, નાઠા હો પ્રભુ નાઠા અશુભ શુભ દિન વલ્યાજી ૩ ભૂખ્યા હો પ્રભુ, ભૂખ્યા મટયા ઘૃતપૂર, તરસ્યા હો પ્રભુ, તરસ્યા દિવ્ય ઉદક મિલ્યાજી, થાકયા હો પ્રભુ, થાકયા મિટ્યા સુખપાલ, ચાહતા હો પ્રભુ, ચાહતા સંજન સ્હેજે મીલ્યાજી ૪ દીવો હો પ્રભુ દીવો નિશા વન ગેહ, સાખી હો પ્રભુ, સાખી થલે જલ નૌકા મળીજી, કલિયુગે હો પ્રભુ, કલિયુગે દુલહો મુજ, દરિસન હો પ્રભુ દરિસન લહ્યુ આશા ફળીજી ૫ વાચક હો પ્રભુ વાચક યશ તુમ દાસ, વિનવે હો પ્રભુ વિનવે અભિનંદન સુણોજી, કહીયે હો પ્રભુ, કહીયે મ દેશો છેહ, દેજો હો પ્રભુ, દેજો સુખ દરિસણ તણોજી ૬

## ૫ શ્રી સુમતિનાથ જિન સ્તવન

( ઝાંઝરીયા મુનિવરની–એ દેશી )

સુમતિનાથ ગુણશુ મિલીજી, વાધે મુજ મન પ્રીતિ, તેલ બિંદુ જિમ વિસ્તરેજી, જલમાહે ભલી રીતિ, સોભાગી જિનશુ લાગ્યો અવિહડ રંગ ૧ સજ્જનશુ જે પ્રીતડીજી, છાની તે ન રખાય, પરિમલ કસ્તુરી તણોજી, મહી માહે

મહકાય. સોભાગી૦ ૨ આંગલિયે નવિ મેરૂ ઢંકાયે, છાબડિયે રવિ તેજ; અંજલીમાં જિમ ગંગ ન માયે, મુજ મન તિમ પ્રભુ હેજ. સોભાગી૦ ૩ હુઓ છીપે નહિ અધર અરૂણ જિમ, ખાતાં પાન સુરંગ; પીવત ભર ભર પ્રભુ ગુણ પ્યાલા, તિમ મુજ પ્રેમ અભંગ. સોભાગી૦ ૪ ઢાંકી ઈક્ષુ પરાલશુંજી, ન રહે લહિ વિસ્તાર; વાચક યશ કહે પ્રભુ તણોજી, તિમ મુજ પ્રેમ પ્રકાર. સોભાગી જિનશું લાગ્યો અવિહડ રંગ. ૫

## ૬ શ્રી પદ્મપ્રભજિન સ્તવન

( સહજ સલુણા હો સાધુજી–એ દેશી )

પદ્મપ્રભ જિન જઈ અલગા રહ્યા, જિહાંથી નાવે લેખોજી; કાગળ ને મશિ તિહાં નવિ સંપજે, ન ચલે વાટ વિશેષોજી. સુગુણ સનેહા રે કદિય ન વિસરે. એ આંકણી૦ ૧ ઇહાંથી તિહાં જઇ કોઇ આવે નહી, જેહ કહે સંદેશોજી; જેહનું મિલવું રે દોહિલું તેહશું, નેહ તે આપ કિલેશોજી. સુગુણ૦ ૨ વીતરાગશું રે રાગ તે એક પખો, કીજે કવણ પ્રકારોજી; ઘોડો દોડે રે સાહેબ વાજમાં, મન નાણે અસવારોજી. સુગુણ૦ ૩ સાચી ભક્તિરે ભાવના રસ કહ્યો, રસ હોય તિહાં દોય રીઝેજી; હોડાહોડે રે બિહું રસ રીઝથી, મનના મનોરથ સીઝેજી. સુગુણ૦ ૪ પણ ગુણવંતા રે ગોઠે ગાજિયે, મહોટા તે વિશ્રામજી; વાચક યશ કહે એહિંજ આસરે, સુખ લહું ઠામોઠામજી. સુગુણ૦ ૫



## ૭ શ્રી સુપાર્શ્વનાથ જિન સ્તવન

(લાછલદે માત મલ્હાર-એ દેશી)

શ્રીસુપાસ જિનરાજ, તુ ત્રિભુવન શિરતાજ, આજહો છાજેરે ઠકુરાઈ, પ્રભુ તુજ પદ તણીજી ૧ દિવ્ય ધ્વનિ સુર ફૂલ, ચામર છત્ર અમૂલ, આજહો રાજેરે ભામંડલ, ગાજે દુંદુભિજી ૨ અતિશય સહજના ચાર, કર્મ ખપ્યાથી અગ્યાર આજ હો કીધારે ઓગણીસે, સુરગણ ભાસુરેજી ૩ વાણી ગુણ પાત્રીશ, પ્રાતિહારજ જગદીશ, આજ હો રાજેરે દીવાજે, છાજે આઠશુંજી ૪ સિંહાસન અશોક બેઠા મોહે લોક, આજ હો સ્વામીરે શિવગામી, વાચક યશ શુણ્યોજી ૫

## ૮ શ્રી ચંદ્રપ્રભ જિન સ્તવન

(ધણરા ઢોલા-એ દેશી)

ચંદ્રપ્રભ જિન સાહેબારે, તુમે છો ચતુર સુજાણ, મનના માન્યા, આવો આવોરે ચતુર સુખ ભોગી, કીજે વાત એકાંત અભોગી, ગુણ ગોઠે પ્રગટે પ્રેમ મનના માન્યા૦ ૧ આકણી ઓછુ અધિકુ પણ કહેરે, આસગાયત જેહ મનના૦ આપે ફલ જે અણકહે રે, ગિરૂઓ સાહેબ તેહ૦ મ૦ ૨ દીન કહ્યા વિણ દાનથીરે, દાતાની વાધે મામ મ૦ જલ દીયે ચાતક ખીજવીરે, મેઘ હુઓ તિણે શ્યામ મ૦ ૩ પીઉ પીઉ કરી તુમને જપુ રે, હું ચાતક તુમે મેહ મ૦ એક લહેરમાં દુઃખ હરોરે, વાધે બમણો નેહ મ૦ ૪ મોડું વહેલું આપવું રે, તો શી ઢીલ કરાય, મ૦ વાચક યશ કહે જગધણીરે, તુમ તુઠે સુખ થાય મનના માન્યા૦ ૫

તરૂવરમાંહિ સુભટમાંહિ મુરઅરિરે. સુ૦ ૧ નદીયમાંહિ જિમ ગંગ અનંગ સુરૂપમાં રે, અનંગ૦ ફુલમાંહિ અરવિંદ ભરતપતિ ભૂપમાં રે, ભ૦ ઐરાવણ ગજમાંહિ ગરૂડ ખગમાં યથારે ગરૂડ૦ તેજવંત માંહિ ભાણ, વખાણમાંહિ જિનકથા રે. વ૦ ૨ મંત્રમાંહિ નવકાર રત્નમાંહિ સુરમણિ રે રત્ન૦ સાગરમાંહિ સ્વયંભૂરમણ શિરોમણિ રે, રમ૦ શુક્લધ્યાન જિમ ધ્યાનમાં અતિ નિર્મલપણે રે, અ૦ શ્રી નયવિજય વિબુધ પય સેવક ઇમ ભણે રે. સે૦ ૩

## ૨૪ શ્રી મહાવીરસ્વામીનું સ્તવન

ગિરૂઆરે ગુણ તુમ તણા, શ્રી વર્દ્ધમાન જિનરાયા રે; સુણતાં શ્રવણે અમી ઝરે, મ્હારી નિર્મલ થાયે કાયા રે, ગિ૦ તુમ ગુણ ગણ ગંગાજલે, હું ઝીલીને નિર્મલ થાઉં રે; અવર ન ધંધો આદરૂં, નિશ દિન તોરા ગુણ ગાઉં રે. ગિ૦ ૨ ઝીલ્યા જે ગંગાજલે, તે છિલ્લર જલ નવિ પેસેરે, જે માલતી ફુલે મોહીયાં, તે બાઉલ જઈ નવિ બેસેરે. ગિ૦ ૩ એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વળી માચ્યા રે; તે કેમ પરસુર આદરૂં, જે પરનારી વશ રાચ્યા રે. ગિ૦ ૪ તું ગતિ તું મતિ આશરો, તું આલંબન મુજ પ્યારો રે, વાચક યશ કહે માહરે, તું જીવન જીવ આધારો રે ગિરૂઆરે૦ ૫

( શ્રીમદ્ યશોવિજયજી કૃત ચોવિશી સંપૂર્ણ )



## શ્રી આનંદઘનજી કૃત ચોવીશ જિનનાં સ્તવનો

### ૧ શ્રી ઋષભદેવ સ્વામીનું સ્તવન

(કરમ પરીક્ષા કરણ કુમર ચલ્યોરે—એ દેશી)

ઋષભ જિનેશ્વર પ્રીતમ માહરોરે, ઓર ન ચાહુ રે કંત, રીઝયો સાહેબ સંગ ન પરિહરેરે, ભાગે સાદિ અનંત ઋષભ૦ ૧ પ્રીત-સગાઈરે જગમા સહુ કરેરે, પ્રીત-સગાઈ ન હોય, પ્રીત-સગાઈ જે નિરુપાધિક કહીરે, સોપાધિક ધન ખોય ઋષભ૦ ૨ કોઈ કંત કારણ કાષ્ઠ ભક્ષણ કરેરે, મિલશુ કંતને ધાય, એ મેળો નવિ કહીએ સંભવે રે, મેળો ઠામ ન ઠાય ઋષભ૦ ૩ કોઈ પતિરંજન અતિ ઘણુ તપ કરેરે, પતિરંજન તન તાપ, એ પતિરંજન મેં નવિ ચિત્ત ધર્યું રે, રંજન ધાતુ મિલાપ ઋષભ૦ ૪ કોઈ કહે લીલા રે અલખ અલખ તણીરે, લખ પુરે મન આશ, દોષ રહિતને લીલા નવિ ઘટેરે, લીલા દોષ વિલાસ ઋષભ૦ ૬ ચિત્તપ્રસન્ને રે પૂજન ફલ કહ્યુ રે, પૂજા અખંડિત એહ, કપટ રહિત થઈ આતમ અરપણા રે, આનંદઘન પદ રેહ ઋષભ૦ ૬

### ૨ શ્રી અજિતનાથ સ્વામીનું સ્તવન

[ રાગ-આસાવરી—મારૂ મન મોહ્યુ રે-એ દેશી ]

પંથડો નિહાળુ રે બીજા જિનતણો રે, અજિત અજિત ગુણ ધામ, જે તે જીત્યા રે તેણે હું જિતીયોરે, પુરુષ કિશ્યુ મુજ નામ પંથડો૦ ૧ ચરમ નયણ કરી મારગ જોવતા રે, ભૂલ્યો સયલ સંસાર, જેણે નયણે કરી મારગ જોઈએ રે, નયણ તે દિવ્ય વિચાર પંથડો૦ ૨ પુરુષ પરંપર અનુભવ

## ૧૮ શ્રી અરનાથજિન સ્તવન

( આમરણા જોગી—એ દેશી )

શ્રી અરજિન ભવજલનો તારૂ, મુજ મન લાગે વારૂરે, મનમોહન સ્વામી, બાહ્ય ગ્રહી એ ભવજલ તારે, આણે શિવપુર આરેરે મન૦ ૧ તપ જપ મોહ મહા તોફાને, નાવ ન ચાલે માને રે મન૦ પણ નવિ ભય મુજ હાથોહાથે, તારે તે છે સાથે રે મન૦ ૨ ભગતને સ્વર્ગ સ્વર્ગથી અધિકુ, જ્ઞાનીને ફલ દેઈ રે, મન૦ કાયા કષ્ટ વિના ફલ લહિયે, મનમા ધ્યાન ધરેઇ રે મન૦ ૩ જે ઉપાય બહુવિધની રચના, યોગ માયા તે જાણો રે મન૦ શુદ્ધ દ્રવ્ય ગુણ પર્યાય ધ્યાને, શિવ દિયે પ્રભુ સપરાણો રે મન૦ ૪ પ્રભુ પદ વલગ્યા તે રહ્યા તાજા, અલગા અંગ ન સાજા રે, મન૦ વાચક યશ કહે અવર ન ધ્યાઉ, એ પ્રભુના ગુણ ગાઉરે મન૦ ૫

## ૧૯ શ્રી મલ્લિનાથજિન સ્તવન

[ નાભી ગયા કે બાગ—એ દેશી ]

તુજ મુજ રીઝની રીઝ, અટપટ એહ ખરીરી, લટપટ નાવે કામ, ખટપટ ભાજ પરીરી ૧ મલ્લિનાથ તુજ રીઝ, જન રીઝે ન હુએરી, દોય રીઝણનો ઉપાય, સહામુ કાંઈ ન જુએરી, ૨ દુરારાધ્ય છે લોક, સહુને સમ ન શશીરી, એક દુહવાએ ગાઢ, એક જો બોલે હસીરી ૩ લોક લોકોત્તર વાત, રીઝ છે દોય જુઈરી, તાત ચક્ર ધુર પૂજ્ય, ચિંતા એહ હુઈરી ૪ રીઝવવો એક સાઈ, લોક તે વાત કરેરી, શ્રી નયવિજય સુશિષ્ય, એહિજ ચિત્ત ધરેરી ૫

## ૨૦ શ્રી મુનિસુવ્રતજિન સ્તવન

[ પાંડવ પાંચે વંદતા—એ દેશી ]

મુનિસુવ્રત જિન વંદતાં, અતિ ઉલ્લસિત તન મન થાય રે; વદન અનોપમ નિરખતાં, મારાં ભવ ભવનાં દુઃખ જાય રે. ૧ મારાં ભવ ભવનાં દુઃખ જાય, જગતગુરુ દીપતો, સુ૦ એ આંકણી૦ નિશદિન સૂતાં જાગતાં, હઈડાથી ન રહે દૂર રે; જબ ઉપકાર સંભારીયે, તવ ઊપજે આનંદ પૂર રે. તવ૦ જ૦ સુ૦ ૨ પ્રભુ ઉપકાર ગુણે ભર્યા, મન અવગુણ એક ન માય રે, ગુણ ગુણાનુબંધી હુઆ, તે તો અક્ષય ભાવ કહાય રે. તે૦ જ૦ સુ૦ ૩ અક્ષય પદ દીયે પ્રેમ જે, પ્રભુનું તે અનુભવ રૂપ રે; અક્ષર સ્વર ગોચર નહીં, એ તો અકલ અમાપ અરૂપ રે. એ૦ જ૦ સુ૦ ૪ અક્ષર થોડા ગુણ ઘણા, સજ્જનના તે ન લિખાય રે; વાચક યશ કહે પ્રેમથી, પણ મન માંહે પરખાય રે. પ૦ જ૦ સુ૦ ૫

## ૨૧ શ્રી નમિનાથજિન સ્તવન

શ્રી નમિ જિનની સેવા કરતા, અલિય વિઘન સવિ દૂરે નાસેજી, અષ્ટ મહાસિદ્ધિ નવનિધિ લીલા, આવે બહુ મહમૂર પાસેજી શ્રી૦ ૧ મયમત્તા અંગણ ગજ ગાજે, રાજે તેજી તુખાર તે ચંગાજી; બેટાબેટી બંધવ જોડી; લહિયે બહુ અધિકાર. શ્રી૦ ૨ વલ્લભ સંગમ રંગ લહીજે, અણવાલહા હોય દૂર સહેજેજી. વાંછા તણો વિલંબ ન હૂજો, કારજ સીઝે ભુરિ સહેજેજી શ્રી૦ ૩ ચંદ્રકિરણ ઉજ્જવલ યશ ઉલસે, સૂરજ તુલ્ય પ્રતાપી દીપેજી. જે પ્રભુ ભગતિ કરે નિત વિનયે, તે

અરિયા બહુ તાપ જીપેજી. શ્રી૦ ૪ મગલ માલા લચ્છિ વિશાલા, બાલા બહુલે પ્રેમ રગેજી, શ્રીનયવિજય વિબુધ પય સેવક, કહે લહિએ સુખ પ્રેમ અગેજી શ્રી૦ ૫

## ૨૨ શ્રી નેમનાથ જિન સ્તવન

(આટલા દિન હુ જાણુતોરે હા–દેશી)

તોરણ આવી રથ ફેરી ગયારે હા, પશુઆ દેઈ દોષ, મેરે વાલમા, નવભવ નેહ નિવારિયોરે હા, શ્યો જોઈ આવ્યા જોશ મે૦ ૧ ચદ્ર કલકી જેહથીરે હા, રામને સીતા વિયોગ, મે૦ તેહ કુરગને વયણડેરે હા, પતિ આવે કુણ લોગ મે૦ ૨ ઉતારી હુ ચિત્તથીરે હા, મુક્તિ ધુતારી હેત, મે૦ સિદ્ધ અનતે ભોગવીરે હા, તેહશુ કવણ સકેત મે૦ ૩ પ્રીત કરતા સોહિલીરે હા, નિરવહતા જ જાલ મે૦ જેહવો વ્યાલ ખેલાવવો રે હા, જેહવી અગનની ઝાલ મે૦ ૪ જો વિવાહ અવસરે દિઓરે હા, હાથ ઉપર નવિ હાથ મે૦ દીક્ષા અવસર દીજિયે રે હા, શિર ઉપર જગનાથ મે૦ ૫ ઈમ વલ વલતી ગજ્જુલ ગઈ રે હા, નેમિ કને વ્રત લીધ, મે૦ વાચક યશ કહે પ્રણમીયે રે હા, એ દપતી દોય સિદ્ધ મેરે વાલમા૦ ૬

## ૨૩ શ્રી પાર્શ્વનાથજિન સ્તવન

[ ધ્યાની મગિની દોય—એ દેશી ]

વામાનદન જિનવર મુનિમાંહે વડોરે, કે મુનિ માંહે વડો, જિમ સુરમાહે સોહે સુરપતિ પરવડો રે, કે સુર૦ જિમ ગિરિમાહિ સુરાચલ મૃગમાહે કેસરી રે મૃ૦ જિમ ચદન

તરૂવરમાંહિ સુભટમાંહિ મુરઅરિરે. સુ૦ ૧ નદીયમાંહિ જિમ ગંગ અનંગ સુરૂપમાં રે, અનંગ૦ ફુલમાંહિ અરવિંદ ભરતપતિ ભૂપમાં રે, ભ૦ ઐરાવણ ગજમાંહિ ગરૂડ ખગમાં યથારે ગરૂડ૦ તેજવંત માંહિ ભાણ, વખાણમાંહિ જિનકથા રે. વ૦ ૨ મંત્રમાંહિ નવકાર રત્નમાંહિ સુરમણિ રે રત્ન૦ સાગરમાંહિ સ્વયંભૂરમણ શિરોમણિ રે, રમ૦ શુક્લધ્યાન જિમ ધ્યાનમાં અતિ નિર્મલપણે રે, અ૦ શ્રી નયવિજય વિબુધ પય સેવક ઇમ ભણે રે. સે૦ ૩

## ૨૪ શ્રી મહાવીરસ્વામીનું સ્તવન

ગિરૂઆરે ગુણ તુમ તણા, શ્રી વર્દ્ધમાન જિનરાયા રે; સુણતાં શ્રવણે અમી ઝરે, મ્હારી નિર્મલ થાયે કાયા રે, ગિ૦ તુમ ગુણ ગણ ગંગાજલે, હું ઝીલીને નિર્મલ થાઉં રે; અવર ન ધંધો આદરૂં, નિશ દિન તોરા ગુણ ગાઉં રે ગિ૦ ૨ ઝીલ્યા જે ગંગાજલે, તે છિલ્લર જલ નવિ પેસેરે, જે માલતી ફુલે મોહીયા, તે બાઉલ જઈ નવિ બેસેરે. ગિ૦ ૩ એમ અમે તુમ ગુણ ગોઠશું, રંગે રાચ્યા ને વળી માચ્યા રે; તે કેમ પરસુર આદરૂં, જે પરનારી વશ રાચ્યા રે. ગિ૦ ૪ તું ગતિ તું મતિ આશરો, તુ આલંબન મુજ પ્યારો રે, વાચક યશ કહે માહરે, તું જીવન જીવ આધારો રે ગિરૂઆરે૦ ૫

( શ્રીમદ્ યશોવિજયજી કૃત ચોવિશી સંપૂર્ણ )



વીરજી આવ્યા રે, વિમલાચલકે મેદાન, સુરપતિ પાયા રે, સમોવસરણ કે મંડાણ; દેશના દેવે વીરજી સ્વામ, શત્રુંજય મહિમા વર્ણવે તામ, ભાખ્યા આઠ ઉપર સો નામ; તેહમાં ભાખ્યું રે પુંડરગિરિ અભિધાન, સોહમ ઇંદો રે, તવ પૂછે બહુમાન, કિમ થયું સ્વામિ રે, ભાખો તાસ નિદાન. વીર૦ ૧

પ્રભુજી ભાખે સાંભળ ઇંદ્ર, પ્રથમ જે હુઆ ઋષભ જિણંદ, તેહના પુત્ર તે ભરત નરિન્દ, ભરતના હુઆ રે, ઋષભસેન પુંડરીક, ઋષભજી પાસે રે, દેશના સુણી તહકીક. દીક્ષા લીધી રે, ત્રિપદી જ્ઞાન અધિક, વીર૦ ૨

ગણધર પદવી પામ્યા જામ, દ્વાદશાંગી ગુંથી અભિરામ, વિચરે મહાલયમાં ગુણધામ, અનુક્રમે આવ્યા રે, શ્રી સિદ્ધાચળ ઠામ, મુનિવર કોડી રે પંચ તણે પરિણામ, અણસણ કીધા રે, નિજ આતમને ઉદ્દામ. વીર૦ ૩

ચૈત્રી પુનમ દિવસે એહ, પામ્યા કેવલજ્ઞાન અછેહ, શિવસુખ વરીયા અમર અદેહ, પૂર્ણાનંદી રે અગુરુલઘુ અવગાહ, અજ અવિનાશી રે, નિજપદ ભોગી અબાહ, નિજ ગુણ ધરતા રે, પર પુદ્ગલ નહિ ચાહ. વીર૦ ૪

તેણે પ્રગટયું પુંડરીકગિરિ નામ, સાંભળ સોહમ દેવલોક સ્વામ; એહનો મહિમા અતિહિ ઉદ્દામ, તેણે દીન કીજે રે, તપ જપ પૂજા ને દાન, વ્રત વળી પોસહ રે, જે કરે અનિદાન, ફળ તસ પામે રે, પંચ કોડીગણું માન વીર૦ ૫

ભગતે ભવ્ય જીવ જે હોય, પંચમે ભવ મુક્તિ લહે સોય; તેહમાં બાધક છે નહિ કોઇ, વ્યવહાર કેરી રે, મધ્યમ

ફૂલની એ વાત, ઉત્કૃષ્ટા યોગે રે, અંતરમુહૂર્ત્ત વિખ્યાત, શિવસુખ સાધે રે, નિજ આતમ અવદાત વીર૦ ૬

ચૈત્રી પુનમ મહિમા દેખ, પૂજા પંચપ્રકારી વિશેષ, તેહમાં નહી ઉણીમ કાંઈ રેખ, એણીપરે ભાખી રે, જિનવર ઉત્તમ વાણુ, સાભળી બુઝયા રે, કેઈક ભવિક સુજાણુ, એણી પરે ગાયો રે, પદ્મવિજય સુપ્રમાણુ વીર૦ ૭

( ૪ )

સુખના હો સિંધુ રે સખી મારે ઉલટયા રે, દુખના તે દરિયા નાઠા જાય દૂર, પુણ્યતણા અંકુરા હોજી મારે પ્રગટીયા રે, મે તો ભેટયો શત્રુંજય ગિરિરાજ સુખ૦ ૧

પુરવ નવાણું વાર સમોસર્યા રે, ધન્ય ધન્ય રાયણ કેરો રૂખ, પ્રેમે પૂજો રે પગલા પ્રભુજી તણા રે, ભવોભવ કેરા નાઠા જાય દુખ સુખ૦ ૨

નયણે નીરખ્યો રે નાભિ નરિંદનો રે, નંદ તે કરૂણા રસનો કંદ, આંખલડી જોઇ રે કમલની પાંખડી રે, મુખડુ તો જાણે પુનમ કેરો ચંદ સુખ૦ ૩

સુરનર મુનિવર મોટા રાજવી રે, વળી વિદ્યાધર કેરો વૃંદ, ભવોભવ કેરા તાપ શમાવવા રે, મુખડુ તો જાણે શારદ કેરો ચંદ સુખ૦ ૪

ધન્ય ધન્ય રાજા રે ઋષભ જિનેશ્વરુ રે, ધન્ય ધન્ય શત્રુંજય ગિરિરાજ, રૂપની કીર્તિ રે ચરણ પસાઉલે રે, એમ માધુ માણેક ગુણ ગાય સુખ૦ ૫

(૫)

વિમલાચલ વિમલા પાણી, શીતળ તરુ છાયા ઠરાણી;
રસવેધક કંચન ખાણી, કહે ઇન્દ્ર સુણો ઇન્દ્રાણી,
સનેહી સંત એ ગિરિ સેવો, ચૌદ ક્ષેત્રમાં તીરથ નહીં એવો.
સનેહી સંત૦ ૧

ષટ્ રી પાળી ઉલ્લસીએ, છટ્ઠ અટ્ઠમ કાયા કસીએ,
મોહમલ્લની સામા ધસીએ, વિમલાચલ વેગે વસીએ.
સનેહી સંત૦ ૨

અન્ય સ્થાનક કર્મ જે કરીયે, તે હેમગિરિ હેઠ હરીએ;
[1]પાખલ પ્રદક્ષિણા ફરીયે, ભવજલધિ હેલા તરીયે,
સનેહી સંત૦ ૩

શિવમંદિર ચઢવા કાજે, સોપાનની પંક્તિ વિરાજે;
ચઢતાં સમકિતી છાજે, દુરભવ્ય અભવ્ય તે લાજે.
સનેહી સંત૦ ૪

પાંડવ પમુહા કેઈ સંતા, આદીશ્વર ધ્યાન ધરંતા,
પરમાતમ ભાવ ભજંતા, સિદ્ધાચલે સિધ્યા અનંતા.
સનેહી સંત૦ ૫

ષટ્ માસી ધ્યાન ધરાવે, શુકરાજા તે રાજ્યને પાવે;
બહિરંતર શત્રુ હરાવે, શત્રુંજય નામ ધરાવે.
સનેહી સંત૦ ૬

[2]પ્રણિધાને ભજો ગિરિ જાચો, તીર્થંકર નામ નિકાચો;

---

૧ પાખલ–આજુબાજુ. ૨ પ્રણિધાને–મનની સમાધિપૂર્વક.

મોહરાયને લાગે તમાચો, શુભવીર વિમલગિરિ સાચો
સનેહી સત૦ ૭

( ૬ )

## શ્રી વરસીતપ પારણાનું સ્તવન

બાબાજી વિનતિ અવધારો, મ દિરીએ પાઉં ધારો બાબાજી૦
શ્રી રિખવ વરસોપવાસી, પૂરવની પ્રીત પ્રકાશી,
શ્રેયાસ બોલે શાબાશી બાબાજી૦ ૧
શેલડી રસ સુજતો વહોરો, ન કરાવો ન્હોરો,
દરિસણ ફલ આપો દોરો બાબાજી૦ ૨
પ્રભુએ તવ માડી પસલી, આહાર લેવાની ગતિ અસલી,
પ્રગટી નવ દુર્ગતિ વસલી બાબાજી૦ ૩
અજુવાલી ત્રીજ વૈશાખી, પ ચ દિવ્ય થયા સુર સાખી,
એ તો દાન તણી ગતિ દાખી બાબાજી૦ ૪
એમ યુગાદિ પર્વ જાણો, અખાત્રીજ નામે વખાણો,
બહુ કોઈ કરે ગલમાણો .. બાબાજી૦ ૫
સહસ્ર વર્ષે કેવળ પાયો, એક લાખ પૂરવ અર આયો,
પછી પરમ મહોદય પાયો .. બાબાજી૦ ૬
એમ વદે ઉદય ઉવજ્ઝાયા, પૂજો જી તમે રિખવના પાયા,
જેણે આદિ ધર્મ ઉપાયા .... બાબાજી૦ ૭

( ૭ )

## શ્રી ઋષભજીનું ( બાલુડો ) સ્તવન

( ગજ-જનનીની જોડ બખી નહિ જડે રે લોલ )

માતા મરૂદેવી મન ચિંતવે રે લોલ, કરી કરી તે ઉટો

આલોચ રે, શોચ ભરી રોવંતી માવડી રે લોલ, નવી જાણો ઋષભ મુજ શોચ રે. એવો નીસ્નેહ મારો બાલુડો રે લોલ, બાલુડાં તું કર મારી સાર રે, એવો નીસ્નેહ વાલા શું થયો રે લોલ. ૧

આંખે ન આવે મુજ નિંદ્રડી રે લોલ, વલી જમતા ન ભાવે ભોજન રે; જનના શબ્દ કાને નવી ગમે રે લોલ, વલી બીચું તસ કેતા બોલંખ રે. એવો નીસ્નેહ૦ ૨

ભરત પ્રત્યે દીયે ઓલંભા રે લોલ, ઘરે બેઠા છો તાત ગયા વન રે, રે રે ભરતે મુજને દાખવીયો રે લોલ, માજી મ કરો બાલુડાનો વિલાપ રે, એવો નીસ્નેહ૦ ૩

માતા પ્રત્યે ભરત વિનવે રે લોલ, માજી મુજ પર મ કરો રીસ રે; એ તો નિરાગી ત્રિકાલના રે લોલ જાણે થયા છે નિશ્ચે ઈશ રે. એવો નીસ્નેહ૦ ૪

ગજ અંબાડી બેસાડીયા રે લોલ, શબ્દ સુણી જાણીયો ખોટો સંસાર રે; ક્ષપકશ્રેણી કેવલ પામ્યા રે લોલ, તરત ખોલ્યા છે મુક્તિના દ્વાર રે. એવો નીસ્નેહ૦ ૫

માતા સમોવડ કોઇ નહી રે લોલ, વલી પુત્ર પણ તેવા રતન રે; બીહું પ્રત્યે કરૂં વંદના રે લોલ, આસપાસ છે વીર વચન રે, એવો નીસ્નેહ મારો બાલુડોરે લોલ. ૬

(૮)

## શ્રી ઋષભજિન (બાલુડો) સ્તવન

(આ સ્તવનની દરેક ગાથાનું પદ બે વખત બોલવું.)

બાલુડો નીત નવી વિસર્યો રે, છોડયો વિનીતાનો રાજ (૨)

સજમ રમણી આરાધવા સાધ્યા આતમ કાજ (૨)
મારે દીલ વસ્યો રહ્યો વાલમો ૧

માતાને મેલ્યા એકલા રે, જાયે દીન નવી રાત, (૨)
રયણ સીંહાસણે બેસતા, ચાલ્યા, અડવાણે પાય (૨) મારે૦ ૨

વાલાનો નામ નવી વીસર્યો રે, જરે આસુડાની ધાર, (૨)
આખલડી છાયા પડી, ગયા વરસ હજાર (૨) મારે૦ ૩

કેવલ રત્ન આપી કરી રે, પુરી માતાની આશ, (૨)
સમવસરણ લીલા જોઇ, લેવા મુક્તિના રાજ (૨) મારે૦ ૪

ભક્તિવત્સલ ભગવતના રે, નામે નિર્મલ થાય, (૨)
આદિ જિણદ આરાધતા, મહિમા શિવસુખ થાય. (૨) મારે૦ ૫

(૯)

## (ઋષભજિન) પ્રથમજિન સ્તવન

(તાર હો તાર પ્રભુ મુજ સેવક ભણી એ દેશી)

ઋષભ જિનરાજ મુજ આજ દિન અતિભલો,
ગુણ નીલો જેણે તુજ નયન દીઠો,
દુખ ટલ્યાં સુખ મલ્યા સ્વામી તુજ નિરખતા,
સુકૃત સચય હુવો પાપ નીઠો. ઋષભ૦ ૧

કલ્પશાખી ફલ્યો કામઘટ મુજ મલ્યો,
આગણે અમીયનો મેહ વૂઠો,
મુજ મહિરાણ મહી ભાણ તુજ દર્શને,
ક્ષય ગયો કુમતિ અંધાર જૂઠો ઋષભ૦ ૨

કવણ નર કનક મણિ છોડી તૃણ સગ્રહે ?

કવણ કુંજર તજી કરહ લેવે ?
કવણ બેસે તજી કલ્પતરુ બાઉલે ?
તુજ તજી અવર સુર કોણ સેવે ? ઋષભ૦ ૩

એક મુજ ટેક સુવિવેક સાહેબ સદા,
તુજ વિના દેવ દૂજો ન ઈહું;
તુજ વચનરાગ સુખસાગરે ઝીલતો,
કર્મભર ભ્રમ થકી હું ન બીહું. ઋષભ૦ ૪

કોડી છે દાસ વિભુ ! તાહરે ભલભલા,
માહરે દેવ તું એક પ્યારો;
પતિતપાવન સમો જગત ઉદ્ધાર કર,
મહેર કરી મોહે ભવજલધિ તારો. ઋષભ૦ ૫

મુક્તિથી અધિક તુજ ભક્તિ મુજ મન વસી,
જેહશું સબળ પ્રતિબંધ લાગો;
ચમક પાષાણ જિમ લોહને ખેંચશે,
મુક્તિને સહજ તુજ ભક્તિરાગો. ઋષભ૦ ૬

ધન્ય ! તે કાય જેણે પાય તુજ પ્રણમિયે,
તુજ થુણે જેહ ધન્ય ! ધન્ય ! જીહા;
ધન્ય તે હૃદય જેણે તુજ સદા સમરતાં,
ધન્ય ! તે રાત ને ધન્ય ! દીહા. ઋષભ૦ ૭

ગુણ અનંતા સદા તુજ ખજાને ભર્યા,
એક ગુણ દેત મુજ શું વિમાસો;
રયણ એક દેત શી હાણ રયણાયરે ?
લોકની આપદા જેણે નાસો. ઋષભ૦ ૮

ગંગ મમ રંગ તુજ કીર્તિ કલ્લોલિની,
રવિ થકી અધિક તપ તેજ તાજો,
નયવિજય વિબુધ સેવક હું આપરો,
જસ કહે અબ મોહે બહુ નિવાજો ઋષભ૦ ૯

(૧૦)

## આદિનાથપ્રભુનું સ્તવન

સમકિત દ્વાર ગભારે પેસતાજી, પાપ પડળ ગયા દૂર રે,
માતા મરૂદેવીનો લાડલોજી, દીઠો અતિ મીઠો આનંદ પૂર રે!
સમકિત૦ ૧

આયુ વર્જિત સાતે કર્મની જી, સાગર કોડાકોડી હીન રે,
સ્થિતિ પ્રથમ કરણે કરીજી, વીર્ય અપૂર્વ મોગર લીન રે
સમકિત૦ ૨

ભુંગળ ભાગી આઘ કષાયનીજી, મિથ્યાતમોહની સાંકળ સાથ રે,
બાર ઉઘાડયા શમ સંવેગના જી, અનુભવ ભવને બેઠા નાથ રે
સમકિત૦ ૩

તોરણ બાંધ્યા જીવદયા તણાજી, સાથીયે પૂર્યો શ્રદ્ધારૂપ રે,
ધૂપઘટા પ્રભુ ગુણ અનુમોદનાજી, દીપક મંગળ આઠ અનુપ રે
સમકિત૦ ૪

સંવરણુપાણીયે અંગ પખાળીયાજી, કેસર ચંદન ઉત્તમ ધ્યાન રે,
આતમગુણરુચિ મૃગમદ મહમહેજી, પંચાચાર કુસુમ પ્રધાન રે
સમકિત૦ ૫

ભાવપૂજાએ પાવન આતમાજી, પૂજો પરમેશ્વર પરમ પવિત્ર રે,

કારણ જોગે કારજ નિપજેજી, ક્ષમાવિજય જિન આગમ રીત રે.
સમકિત૦ ૬

( ૧૧ )

## આદિનાથપ્રભુનું સ્તવન

બાલપણે આપણ સસનેહી, રમતા નવ નવ વેશે;
આજ તુમે પામ્યા પ્રભુતાઈ, અમે તો સંસારને વેષે,
હો પ્રભુજી ! ઓલંભડે મત ખીજો ૧

જો તુમ ધ્યાતા શિવસુખ લહીએ, તો તુમને કેઈ ધ્યાવે;
પણ ભવસ્થિતિ પરિપાક થયા વિણ, કોઈ ન મુગતિ જાવે.
હો પ્રભુજી૦ ૨

સિદ્ધ નિવાસ લહે ભવ સિદ્ધિ, તેમાં શ્યો પાડ તુમારો;
તો ઉપગાર તુમારો વહિએ, અભવ્ય સિદ્ધને તારો.
હો પ્રભુજી૦ ૩

નાણરયણ પામી એકાંતે, થઇ બેઠા મેવાશી;
તે માંહેલો એક અંશ જો આપો, તે વાતે શાબાશી.
હો પ્રભુજી૦ ૪

અક્ષયપદ દેતાં ભવિજનને; સંકીર્ણતા નવી થાય,
શિવપદ દેવા જો સમરથ છો, તો જસ લેતાં શું જાય ?
હો પ્રભુજી૦ ૫

સેવા ગુણ રંજ્યો ભવિજનને. જો તુમ કરો વડભાગી;
તો તુમે સ્વામી કેમ કહાવો, નિર્મમ ને નીરાગી.
હો પ્રભુજી૦ ૬

નાભિનંદન જગવંદન પ્યારો, જગગુરુ જગ જયકારી,
રૂપ વિબુધનો મોહન પભણે, વૃષભ લંછન બલિહારી
હો પ્રભુજી૦ ૭

(૧૨)

## શ્રી ઋષભદેવનું સ્તવન

ઋષભ જિણંદ શું પ્રીતડી, કિમ કીજે હો કહો ચતુર વિચાર,
પ્રભુજી જઈ અળગા વસ્યા,
તિહા કિણે નવિ હો કોઈ વચન ઉચ્ચાર ઋષભ૦ ૧

કાગળ પણ પહોચે નહીં, નવિ પહોચે હો તિહા કો પરધાન,
જે પહોચે તે તુમ સમો, નવિ ભાખે કો કોઈનુ વ્યવધાન
ઋષભ૦ ૨

પ્રીત કરે તે રાગીયા, જિનવરજી હો તુમે તો વીતરાગ,
પ્રીતડી જે અરાગીથી, મેળવવી હો તે લોકોત્તર માગ
ઋષભ૦ ૩

પ્રીતિ અનાદિની વિષભરી, તે રીતે હો કરવા મુજ ભાવ,
કરવી નિર્વિષ પ્રીતડી, કિણ ભાતે હો કહો બને બનાવ
ઋષભ૦ ૪

પ્રીત અનંતી પરથકી, જે તોડે હો તે જોડે એહ,
પરમપુરુષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણગેહ
ઋષભ૦ ૫

પ્રભુજીને અવલંબતા, નિજ પ્રભુતા હો પ્રગટે ગુણરાશ,
દેવચંદ્રની સેવના, આપે મુજ હો અવિચળ સુખવાસ
ઋષભ૦ ૬

કારણ જોગે કારજ નિપજેજી, ક્ષમાવિજય જિન આગમ રીત રે.
સમકિત૦ ૬

## ( ૧૧ )

## આદિનાથપ્રભુનું સ્તવન

બાલપણે આપણ સસનેહી, રમતા નવ નવ વેશે;
આજ તુમે પામ્યા પ્રભુતાઈ, અમે તો સંસારને વેષે,
હો પ્રભુજી ! ઓલંભડે મત ખીજો ૧

જો તુમ ધ્યાતા શિવસુખ લહીએ, તો તુમને કેઈ ધ્યાવે;
પણ ભવસ્થિતિ પરિપાક થયા વિણ, કોઈ ન મુગતિ જાવે.
હો પ્રભુજી૦ ૨

સિદ્ધ નિવાસ લહે ભવ સિદ્ધિ, તેમાં શ્યો પાડ તુમારો;
તો ઉપગાર તુમારો વહિએ, અભવ્ય સિદ્ધને તારો.
હો પ્રભુજી૦ ૩

નાણરયણ પામી એકાંતે, થઇ બેઠા મેવાશી;
તે માંહેલો એક અંશ જો આપો, તે વાતે શાબાશી.
હો પ્રભુજી૦ ૪

અક્ષયપદ દેતાં ભવિજનને; સંકીર્ણતા નવી થાય,
શિવપદ દેવા જો સમરથ છો, તો જસ લેતાં શું જાય ?
હો પ્રભુજી૦ ૫

સેવા ગુણ રંજ્યો ભવિજનને. જો તુમ કરો વડભાગી;
તો તુમે સ્વામી કેમ કહાવો, નિર્મમ ને નીરાગી.
હો પ્રભુજી૦ ૬

નાભિનંદન જનવંદન પ્યારો, જગગુરુ જગ જયકારી,
રૂપ વિબુધનો મોહન પણહો, વૃષભ લંછન બલિહારી
હો પ્રભુજી૦ ૭

(૧૨)

## શ્રી ઋષભદેવનુ સ્તવન

ઋષભ જિણંદ શું પ્રીતડી, કિમ કીજે હો કહો ચતુર વિચાર,
પ્રભુજી જઈ અળગા વસ્યા,
તિહાં કિણે નવિ હો કોઈ વચન ઉચ્ચાર ઋષભ૦ ૧
કાગળ પણ પહોંચે નહીં, નવિ પહોંચે હો તિહાં કો પરધાન,
જે પહોંચે તે તુમ સમો, નવિ ભાખે હો કોઈનું વ્યવધાન
ઋષભ૦ ૨
પ્રીત કરે તે રાગીયા, જિનવરજી હો તુમે તો વીતરાગ,
પ્રીતડી જે અરાગીથી, મેળવવી હો તે લોકોત્તર માગ
ઋષભ૦ ૩
પ્રીતિ અનાદિની વિષભરી, તે રીતે હો કરવા મુજ ભાવ,
કરવી નિર્વિષ પ્રીતડી, કિણ ભાતે હો કહો બને બનાવ
ઋષભ૦ ૪
પ્રીત અનતી પરથકી, જે તોડે હો તે જોડે એહ,
પરમપુરુષથી રાગતા, એકત્વતા હો દાખી ગુણગેહ
ઋષભ૦ ૫
પ્રભુજીને અવલંબતા, નિજ પ્રભુતા હો પ્રગટે ગુણરાશ,
દેવચંદ્રની સેવના, આપે મુજ હો અવિચળ સુખવાસ
ઋષભ૦ ૬

(૧૩)

## શ્રી ઋષભદેવનું સ્તવન

(રાગ–આશાવરી) (બાજી બાજી બાજી ભૂલ્યો બાજી)

ઋષભદેવ હિતકારી, જગતગુરુ ઋષભદેવ હિતકારી;
પ્રથમ તીર્થંકર પ્રથમ નરેશ્વર, પ્રથમ યતિ વ્રતધારી. જ૦ ૧

વરસીદાન દીયો તુમે જગમેં, ઇલતી ઇતિ નિવારી;
એસી કાહી કરત નાહી કરુણા, સાહેબ બેર હમારી. જ૦ ૨

માગત નાંહી હમ હાથી ઘોડે, ધન કન કંચન નારી;
દીયો મોહે ચરણ કમલકી સેવા, એહી લાગત મોહે પ્યારી. જ૦ ૩

ભવલીલાવાસિત સુર ડારે, તું પર સબહી ઉવારી;
મેં મેરો મન નિશ્ચય કીનો, તુમ આણા શિર ધારી. જ૦ ૪

એસો સાહિબ નહિ કોઈ જગમેં, યાસું હોય દીલદારી;
દીલહી દયાલ પ્રેમકે બિચે, તિહાં હઠ ખેંચે ગમારી. જ૦ ૫

તુમહી સાહેબ મેં હું બંદા, યા મત દીયો બીસારી;
શ્રી નયવિજય વિબુધ સેવકકે, તુમ હો પરમ ઉપગારી. જ૦ ૬

(૧૪)

## શ્રી ઋષભદેવનું સ્તવન

(રાગ–સારંગ)

માતા મરૂદેવીના નંદ, દેખી તાહરી મૂર્તિ મારૂં મન લોભાણું જી;
મારૂં દિલ લોભાણુંજી, દેખી તાહરી મૂરતિ૦
કરુણા નાગર કરુણા–સાગર, કાયા કંચનવાન;
ધોરીલંછન પાઉલે કાંઈ, ધનુષ પાંચસે માન. માતા૦ ૧

ત્રિગડે બેસી ધર્મ કહતા, સુણે પર્ષદા બાર,
જોજનગામિની વાણી મીઠી, વરસતી જલધાર માતા૦ ૨

ઉર્વશી રૂડી અપચ્છરાને, રામા છે મન રંગ,
પાયે નેપુર રણઝણે કાંઇ, કરતી નાટારંભ માતા૦ ૩

તુંહી બ્રહ્મા તુંહી વિધાતા, તું જગતારણહાર,
તુજ સરીખો નહિ દેવ જગતમાં, અડવડીયા આધાર. માતા૦ ૪

તુંહી ભ્રાતા તુંહી ત્રાતા, તુંહી જગતનો દેવ,
સુરનર કિન્નર વાસુદેવા, કરતા તુજ પદ સેવ માતા૦ ૫

શ્રી સિદ્ધાચળ તીરથ કેરો, રાજા ૠષભ જિણંદ,
કીર્તિ કરે માણેકમુનિ તાહરી, ટાળો ભવ-ભય-ફંદ
માતા મરૂદેવીના નંદ, દેખી તાહરી મૂરતિ મારૂં૦ માતા૦ ૬

( ૧૫ )

## આદિનાથપ્રભુનું સ્તવન

ઘરે આવોને વિનીતાના રાય, વદન મુખ જોઈશું,
મારા હૈડા ટાઢેરા થાય, વિરહ દુઃખ દોહીલો,
સહસ્ર વર્ષ પુરા થયા ને તું કાં ગયો પરદેશ,
વિછુઆ ન ધરીએ માડી તણા, આસંગરો નહી લવલેશ
ૠષભ ઘરે આવશે૦ ૧

ક્ષીણ-વિછુઓ નવી છોડતા ને, જબ રે હોતા નાના બાળ,
આંખ જ થઈ અલખામણી, તેની શિદરે કરૂં રે સંભાળ
ૠષભ ઘરે આવશે૦ ૨

સંદેશો નવી મુકયો રે, નવીરે લખ્યો એકે લેખ,

મેં રે પાળીને મોટા કીધાં, હવે સુખ દીધાં તે દેખ.
ઋષભ ઘરે આવશે૦ ૩

મંદિર દીઠા નવી ગમે ને, અન્ન ઉદક ન સોહાય;
રીખવ રીખવ કરી હું ભમું, મારા દિન તે દોહિલા જાય.
ઋષભ ઘરે આવશે૦ ૪

વન રે પૂછે વનપાલને જી, એ સર્વે તમારી પસાય;
શીએરે ગુણે શીએ અવગુણે, મુજને મન થકી મેલી માય.
ઋષભ ઘરે આવશે૦ ૫

ભક્તિ કરૂં તુજ એટડા રે, ઘણીએ કરૂં રે સંભાળ;
તો એ તારા દર્શન વિના, મુજને લાગી છે આલપંપાલ.
ઋષભ ઘરે આવશે૦ ૬

આવે સૈયરૂં દયા મળીને, પુછીએ નિમિત્ત વિચાર;
રીખવ કુંવર આવે ઘરે રે, તેને લાખ કરૂં રે પસાય.
ઋષભ ઘરે આવશે૦ ૭

ભરતાદિક સુત છે ઘણા ને, તું કાં ગયો પરદેશ;
લોભ ન કરીયે બાલુડા, તારે ઘરે છે ઘણી રે જગીશ.
ઋષભ ઘરે આવશે૦ ૮

હંસ લવે કોયલ લવે ને, લવતે દેવ ગયા દૂર;
અલવેશ્વર આવે ઘરે, ઓલો કાગ લવે મોરે નેહ.
ઋષભ ઘરે આવશે૦ ૯

રતને જડાવું તુજ પાંખડીને, ઉડ તું કાગ સુજાણ;
રીખવ કુંવર આવે ઘરે, તેને ઘણી રે કરૂં ગુણ ખંત.
ઋષભ ઘરે આવશે૦ ૧૦

ભરતે તે દીધી વધામણી ને, સત્ય દેખાડુ મોરી માય,
સમવસરણ દેવે રચ્યુ, આવી બેઠા ત્રિભુવન રાય
ઋષભ ઘરે આવશે૦ ૧૧

ગજ અંબાડી બેસાડીઆ ને, આવ્યા ભરતેશ્વર રાય,
દુર્લભ દીઠા પુત્ર તણા, ત્યારે હરખ્યા મરૂદેવી માય
ઋષભ ઘરે આવશે૦ ૧૨

હરખના આસુ આવ્યા ને, નયણે તે નીર ઝરત,
પરસદા સર્વે સુણી સુણી, ત્યારે હૈડામાં હરખ ન માય
ઋષભ ઘરે આવશે૦ ૧૩

સમવસરણ આવી કરીને, તું વચ્છ નીલ કાયવાન,
જગમા કોઈ કોનો નહિ, હવે સગપણ શ્યોરે સનેહ
ઋષભ ઘરે આવશે૦ ૧૪

એમ જપતા મુગતે ગયા ને, ઉપનુ તે કેવલજ્ઞાન,
હંસવિજય કુલ ચંદલો, તેની ભક્તિ કરૂ દિનરાત
ઋષભ ઘરે આવશે૦ ૧૬

(૧૬)

## શ્રી આદિનાથપ્રભુનુ સ્તવન

ભરતજી કહે સુણો માવડી, પ્રગટ્યા નવ નિધાન રે,
નિત નિત દેતા ઓલભડા, હવે જુઓ પુત્રના મન રે
ઋષભની શોભા હુ શી કહુ? ૧

અઢાર કોડાકોડી સાગરે, વસીયો નયર અનુપમ રે,
ચાર જોયણનુ માન છે ચાલો જોવાને ચુપ રે ઋ૦ ૨

પહેલો રૂપાનો કોટ છે, કાંગરા કંચન વાન રે;
બીજો કનકનો કોટ છે, કાંગરા રત્ન સમાન રે. ઋ૦ ૩
ત્રીજો રતનનો કોટ છે, કાંગરા મણિમય જાણ રે;
તેમાં મધ્ય સિંહાસને, હુકમ કરે પ્રમાણ રે. ઋ૦ ૪
પૂરવ દિશાની સંખ્યા સુણો, પગથિયાં વીશહજાર રે;
એણી પરે ગણતાં ચારે દિશા, પગથિયાં એંસી હજાર રે. ઋ૦ ૫
શિર પર ત્રણ છત્ર જલહળે, તેહથી ત્રિભુવન રાય રે;
ત્રણ ભુવનનો રે બાદશાહ, કેવલજ્ઞાન સોહાય રે. ઋ૦ ૬
વીશ બત્રીશ દશ સુરપતિ, વળી દોય ચંદ્ર ને સૂર્ય રે;
દોય કરજોડી ઊભા ખડા, તુમ સુત ઋષભ હજૂર રે. ઋ૦ ૭
ચામર જોડી[1] ચૌદિશ છે, ભામંડલ ઝળકંત રે,
ગાજે ગગને રે દુંદુભિ, ફૂલ પગરવ સંત રે. ઋ૦ ૮
બાર ગુણો પ્રભુ દેહથી, અશોક વૃક્ષ શ્રીકાર રે;
મેઘ સમાણી દે દેશના, અમૃતવાણી જયકાર રે. ઋ૦ ૯
પ્રતિહારજ આઠથી, તુમ સુત દીપે દેદાર રે;
ચાલો જોવાને માવડી, ગયવર ખંધે અસવાર રે. ઋ૦ ૧૦
દૂરથી વાજાં સાંભળી, જોતા હરખ ન માય રે;
હરખના આંસુથી ફાટીયાં, પડલ તે દૂર પલાય રે. ઋ૦ ૧૧
ગયવર ખંધેથી દેખીયો, નિરુપમ પુત્ર દેદાર રે,
આદર દીધો નહિ માયને, માય મન ખેદ અપાર રે. ઋ૦ ૧૨

૧ દરેક બાજુ પ્રભુ પાસે બબ્બે હોવાથી કુલ આઠ ચામરધારી દેવો હોય છે.

કેના છોરૂ ને માવડી, એ તો છે વીતરાગ રે,
એણીપરે ભાવના ભાવતા, કેવલ પામ્યા મહા ભાગ રે ઋ૦ ૧૩
ગયવર ખધે મુગતે ગયા, અતગડ કેવલી એહ રે,
વદો પુત્ર ને માવડી, આણી અધીકો સ્નેહ રે ઋ૦ ૧૪
ઋષભની શોભામે વરણુવી, સમકિત પુર મોઝાર રે,
સિદ્ધગિરિ માહાત્મ્ય સાભળો, સઘને જયજયકાર રે ઋ૦ ૧૫
સવત અઢાર એસીયે, માગસર માસ કહાય રે,
દીપવિજય કવિરાયનો, મગળ માળ સોહાય રે ઋ૦ ૧૬

(૧૭)

## પ્રથમ જિનેશ્વરપ્રભુનુ સ્તવન

પ્રથમ જિનેશ્વર પ્રણમીએ, જાસ સુગધી રે કાય,
કલ્પવૃક્ષ પરે તાસ ઈન્દ્રાણી નયન જે, ભૃગ પરે લપટાય ૧
રોગ ઉરગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ,
તેહથી પ્રતિહત તેહ માનુ કોઇ નવિ કરે,
જગમા તુમશુ રે વાદ ૨
વગર ધોઇ તુજ નિરમળી, કાયા કચન વાન,
નહીં પ્રસ્વેદ લગાર તારે તુ તેહને, જે ધરે તાહરૂ ધ્યાન ૩
રાગ ગયો તુજ મન થકી, તેહમા ચિત્ર ન કોય,
રૂધિર આમિષથી રોગ ગયો તુજ જન્મથી, દુધ સહોદર હોય ૪
શ્વાસોશ્વાસ કમલ સમો, તુજ લોકોત્તર વાત,
દેખે ન આહાર નિહાર ચર્મ ચક્ષુ ધણી, એહવા તુજ અવદાત ૫
ચાર અતિશય મૂળથી, ઓગણીશ દેવના કીધ,

કર્મ ખપ્યાથી અગીયાર ચોત્રીશ ઈમ અતિશયા,
સમવાયાંગે પ્રસિદ્ધ. ૬
જિન ઉત્તમ ગુણ ગાવતાં, ગુણ આવે નિજ અંગ;
પદ્મવિજય કહે એહ સમય પ્રભુ પાળજો,
જેમ થાઉં અક્ષય અભંગ પ્રથમ૦ ૭

(૧૮)

## શ્રી આદિનાથ પ્રભુનું સ્તવન

જીરે સફલ દિવસ આજ માહરો દીઠો પ્રભુનો દેદાર;
લય લાગી જિનજી થકી, પ્રગટયો પ્રેમ અપાર;
ઘડી એક વિસરો નહિ સાહિબા, સાહિબા ઘણો રે સ્નેહ;
અંતરજામી છો માહરા, મરૂદેવીના નંદ. ઘડી૦ ૧
જીરે લઘુ થઇને મનડું રહી, પ્રભુ સેવાને કાજ;
તે દિન કયારે આવશે, શિવસુખના દાતાર. ઘડી૦ ૨
જીરે પ્રાણેસર પ્રભુજી તુમેં, આતમના આધાર;
માહરે મન પ્રભુ તુમેં એક છો, જાણજો જગદાધાર. ઘડી૦ ૩
જીરે એક ઘડી પ્રભુ તુમ વિના, જાણે વરસ સમાન;
પ્રેમ વિરહતુજ કેમ ખમું, જાણો વચન પ્રમાણ. ઘડી૦ ૪
જીરે અંતરગતની વાતડી, કહો કોને કહેવાય;
વાલેસર વિશ્વાસીને, કહેતાં દુઃખ જાય. ઘડી૦ ૫
જીરે દેવ અનેક જગમાંહે છે, તેહની રીત અનેક;
તુજ વિના અવરને નહી નમું, એવી મુજ મન ટેક. ઘડી૦ ૬
જીરે પંડિત વિવેકવિજય તણો, નમે શુભ મન ભાવ;
હર્ષવિજય શ્રી ઋષભના, જુગતે ગુણ ગાય. ઘડી૦ ૭

(૧૯)

બાપલડારે પાતિકડા તમે શું કરશો હવે રહીને રે, શ્રી સિદ્ધાચલ નયણે નિરખ્યો, દૂર જાઓ તમે વહીને રે, બાપલડા૦ ૧ કાલ અનાદિ લગે તુમ સાથે, પ્રીત કરી નિરવહીને રે, આજ થકી પ્રભુ ચરણે રહેવું, એમ શિખવીયું મનને રે બાપલડા ૨ દુષમંકાળે ઇણે ભરતે, મુક્તિ નહીં સંઘયણુને રે, પણ તુમ ભક્તિ મુક્તિને ખેંચે ચમક ઉપલ જેમ લોહને રે બાપલડા૦ ૩ શુદ્ધ સુવાસન ચૂરણ આપ્યું, મિથ્યા-પંક શોધનને રે, આતમભાવ થયો મુજ નિર્મળ, આનંદમય તુજ ભજને રે બાપલડા૦ ૪ અખય નિધાન તુજ સમકિત પામી, કુણ વંછે ચલ ધનને રે, શાત સુધારસ નયન કચોળે, સીંચો સેવક તનને રે બાપલડા૦ ૫ બાહ્ય અભ્યંતર શત્રુ કેગ, ભય ન હોવે મુજને રે, સેવક સુખીયો સુજસ-વિલાસી, તે મહિમા પ્રભુ તુજને રે બાપ લડા૦ ૬ નામમંત્ર તુમારો સાધ્યો, તે થયો જગમોહનને રે, તુજ મુખમુદ્રા નિરખી હરખું, જિમ ચાતક જલધરને રે બાપલડા૦ ૭ તુજ વિણ અવરને દેવ કરીને, નવિ ચાહું ફરી ફરીને રે, જ્ઞાનવિમલ કહે ભવજલ તારો, સેવક બાહ્ય ગ્રહીને રે, બાપલડા૦ ૮

(૨૦)

સિદ્ધિગિરિ ધ્યાવો ભવિકા ! સિદ્ધિગિરિ ધ્યાવો, ઘેર બેઠા પણ બહુ ફળ પાવો ભવિકા બહુ ફળ પાવો નંદીશ્વર

જાત્રાયે જે ફળ હોવે. તેથી બમણેરૂં ફળ કુંડલગિરિ હે
ભ૦ કું૦ ૧ ત્રિગણું રૂચકગિરિ ચોગણું ગજંદતા. તે
બમણેરૂ ફળ જંબૂ મહંતા ભ૦ જં૦ પટ્ગણું ધાતકી ચૈ
જુહારે, છત્રીશ ગણેરું ફલ પુક્ખલવિહારે ભ૦ પુ૦
તેથી શતગણું ફળ મેરુ ચૈત્ય જુહારે, સહસગણેરૂં
સમ્મેતશિખરે. ભ૦ સ૦ લાખગણેરૂં ફળ અંજનગિરિ જુહ
દશલાખગણેરૂં ફળ અષ્ટાપદ ગિરિનારે. ભ૦ અ૦ ૩ કે
ગણેરૂં ફળ શ્રી સિદ્ધાચલ ભેટે; જેમ રે અનાદિનાં દુ
ઉમેટે ભ૦ દુ૦ ભાવ અનંતે અનંત ફલ પાવે, જ્ઞાનવિમ
સૂરિ ઈમ ગુણ ગાવે ભ૦ ઈ૦ ૪

( ૨૧ )

જાત્રા નવાણું કરીએ વિમલગિરિ, જાત્રા નવાણું કરી
એ આંકણી ।। પૂરવ નવાણું વાર શેત્રુંજાગિરિ, ઋષભજિ
સમોસરીએ. વિ૦ જા૦ ૧. કોડી સહસ ભવ પાતક ત્રુ
શત્રુંજય સામો ડગ ભરીયે. વિ૦ જા૦ ૨ સાત છઠ્ઠ દોય અ
તપસ્યા, કરી ચડિયે ગિરિવરીયે. વિ૦ જા૦ ૩ પુંડરીક
જપીએ મન હરખે, અધ્યવસાય શુભ ધરીએ. વિ૦ જા૦
પાપી અભવ્ય નજરે ન દેખે, હિંસક પણ ઉદ્ધરીએ. વિ
જા૦ ૫. [૧]ભૂમિ સંથારો ને નારીતણો સંગ, દૂરથકી પરિહરી

---

૧ યાત્રા કરનારને છ'રી' પાળવાની હોય છે. તે અહીં બતા
છે. (૧) ભૂમિ સંથારી, (૨) નારીસંગપરિહારી, (૩) સચિ
પરિહારી, (૪) એકલ આહારી, એકાશનકારી (૫) ગુરુસહપાદચાર
(૬) દોયટંકના આવશ્યકકારી.

વિ૦ જા૦ ૬ સચિત્ત પરિહારી ને એકલ આહારી, ગુરુ સાથે પદ ચરીયે વિ૦ જા૦ ૭ પડિક્કમણા દોય વિધિશું કરીએ, પાપ પડલ વિખરીએ વિ૦ જા૦ ૮ કલિકાલે એ તીરથ મોટું પ્રવહણ જિમ ભર દરીયે વિ૦ જા૦ ૯ ઉત્તમ એ ગિરિવર સેવતા, પદ્મ કહે ભવ તરીયે વિ૦ જા૦ ૧૦

(૨૨)

આખડીયે રે મે આજ શત્રુંજય દીઠો રે, સવા લાખ ટકાનો દહાડો રે, લાગે મને મીઠો રે [એ આકણી] સફલ થયો મારા મનનો ઉમાહ્યો, વ્હાલા મારા ભવનો સંશય ભાગ્યો રે, નરક તિર્યંચ ગતિ દૂર નિવારી, ચરણે પ્રભુજીને લાગ્યો રે શત્રુંજય દીઠો રે ૧ માનવભવનો લાહો લીજે, વા૦ દેહડી પાવન કીજે રે, સોના રૂપાને ફૂલડે વધાવી, પ્રેમે પ્રદક્ષિણા દીજે રે શ૦ ૨ દૂધડે પખાળી ને કેશર ઘોળી, વા૦ શ્રી આદીશ્વર પૂજ્યા રે, શ્રી સિદ્ધાચલ નયણે જોતા પાપ મેવાસી ધ્રુજ્યા રે શ૦ ૩ શ્રીમુખ સુધર્મા સુરપતિ આગે, વા૦ વીર જિણંદ એમ બોલે રે, ત્રણ ભુવનમા તીરથ મોટું, નહિ કોઈ શત્રુંજય તોલે રે શ૦ ૪ ઈન્દ્ર સરીખા એ તીરથની વા૦ ચાકરી ચિત્તમા ચાહે રે, કાયાની તો કાસલ કાઢી, સૂરજકુંડમા નાહે રે શ૦ ૫ કાંકરે કાંકરે શ્રી સિદ્ધક્ષેત્રે, વા૦ સાધુ અનંત સિદ્ધા રે, તે માટે એ તીરથ મહોટું, ઉદ્ધાર અનંતા કીધા રે શ૦ નાભિરાયાસુત નયણે જોતા, વા૦ મેહ અમીરસ વૂઠ્યા રે, ઉદયરતન કહે આજ મારે પોતે, શ્રી આદીશ્વર તૂઠ્યા રે શ૦ ૭

રે, દીઠે ટળે વિખવાદ, રૂપભ૦ ૩ ભેટણુ કાજે ઉમહ્યા રે, આવે સવિ ભવિ લોક, કલિમલ તસ અડકે નહિ રે, જ્યું સોવન ધન રોક. રૂષભ૦ ૪. જ્ઞાનવિમલ પ્રભુ જસ શિરે રે, તસ ખસે ભવ પરવાહ; કરતલગત શિવસુંદરી રે; મળે સહજ ધરી ઉચ્છાહ. રૂષભ૦ ૫

(૨૭)

તે દિન ક્યારે આવશે, શ્રી સિદ્ધાચલ જાશું;
રૂષભ જિણંદ જુહારીને, સુરજકુંડમાં ન્હાશું. તે દિન૦ ૧
સમવસરણમાં બેસીને, જિનવરની વાણી;
સાંભળશું સાચે મને, પરમારથ જાણી. તે દિન૦ ૨
સમકિત વ્રત સૂધાં ધરી, સદ્‌ગુરુને વંદી;
પાપ સર્વ આલોઈને, નિજ આતમ નિંદી. તે દિન૦ ૩
પડિક્કમણાં દોય ટંકનાં, કરશું મન કોડે;
વિષય કષાય વિસારીને, તપ કરીશું હોડે. તે દિન૦ ૪
વહાલા ને વૈરી વિચે, નવિ કરશું વહેરો;
પરના અવગુણ દેખીને, નવિ કરશું ચહેરો. તે દિન૦ ૫
ધર્મસ્થાનક ધન વાપરી, છક્કાયને હેતે
પંચમહાવ્રત લેઈને, પાળશું મન પ્રીતે. તે દિન૦ ૬
કાયાની માયા મેલીને, પરિસહને સહેશું;
સુખ-દુઃખ સરવે વિસારીને, સમભાવે રહીશું. તે દિન૦ ૭
અરિહંતદેવને ઓળખી, ગુણ તેહના ગાશું;
ઉદયરત્ન એમ ઉચ્ચરે, ત્યારે નિર્મળ થાશું. તે દિન૦ ૮

(૨૮)

દાદા આદીશ્વરજી દૂરથી આવ્યો, દાદા દરિશન દીયો, કોઇ આવે હાથી ઘોડે, કોઈ આવે ચડે પલાણે; કોઈ આવે પગપાળે, દાદાને દરબાર, હા હા દાદાને દરબાર, દાદા આદીશ્વરજી દૂરથી આવ્યો દાદા દરિશન દીયો ૧ શેઠ આવે હાથી ઘોડે, રાજા આવે ચડે પલાણે, હુ આવુ પગ પાળે, દાદાને દરબાર, હા હા દાદાને દરબાર દાદા આદીશ્વરજી૦ ૨ કોઇ મૂકે સોના રૂપા, કોઇ મૂકે મહોર, કોઇ મૂકે ચપટી ચોખા, દાદાને દરબાર, હા હા દાદાને દરબાર દાદા આદીશ્વરજી૦ ૩ શેઠ મૂકે સોનારૂપા, રાજા મૂકે મહોર, હુ મૂકુ ચપટી ચોખા, દાદાને દરબાર હા હા દાદાને દરબાર દાદા આદીશ્વરજી૦ ૪ કોઈ માગે કચનકાયા, કોઈ માગે આખ; કોઇ માગે ચરણની સેવા, દાદાને દરબાર, હા હા દાદાને દરબાર દાદા આદીશ્વરજી૦ ૫ પગપાળો માગે કચનકાયા, આધળો માગે આખ, હુ માગુ ચરણની સેવા, દાદાને દરબાર હા હા દાદાને દરબાર દાદા આદીશ્વરજી૦ ૬ હીરવિજય ગુરુ હીરલો ને વીરવિજય ગુણ ગાય, શત્રુજયના દર્શન કરતા, આનદ અપાર હા હા આનદ અપાર, દાદા આદીશ્વરજી, દૂરથી આવ્યો, દાદા દરિશન દીયો. ૭

(૨૯)

શ્રી રે સિદ્ધાચલ ભેટવા, મુજ મન અધિક ઉમાહ્યો, રૂષભદેવ પૂજા કરી, લીજે ભવતણો લાહો શ્રી રે૦ ૧ મણિ મય મૂરતિ શ્રી રૂષભની, નીપાઈ અભિરામ, ભવન કરાવ્યા

કનકનાં, રાખ્યાં ભરતે નામ. શ્રી રે૦ ૨ નેમિ વિના ત્રેવીસ પ્રભુ. આવ્યા સિદ્ધક્ષેત્ર જાણી; શેત્રુંજા સમું તીરથ નહીં, બોલ્યા સીમંધર વાણી. શ્રી રે૦ ૩ પૂરવ નવાણું સમોસર્યા સ્વામી રૂષભજિણંદ; રામ પાંડવ મુગતે ગયા, પામ્યા પરમાનંદ શ્રી રે૦ ૪ પૂરવ પુણ્ય પસાઉલે, પુંડરીકગિરિ પાયો; કાંતિવિજય હરખે કરી, શ્રી સિદ્ધાચળ ગાયો. શ્રી રે૦ ૫

( ૩૦ )

## સિદ્ધાચલવાસી આદિનાથ સ્તવન

સિદ્ધાચલના વાસી, વિમલાચલના વાસી;
જિનજી પ્યારા! આદિનાથને વન્દન હમારા.
પ્રભુજીનું મુખડું મલકે, નયનોમાંથી વરસે અમીરસધારા,
જિનજી પ્યારા! આદિનાથને વંદન હમારા. ૧

પ્રભુજીનું મુખડું છે મનક મિલાકર, દિલમેં ભક્તિકી જયોત જલાકર;
ભજલે પ્રભુજીને ભાવે, દુર્ગતિ ફરી ન આવે;
જિનજી પ્યારા! આદિનાથને વંદન હમારા. ૨

ભમીને લાખ ચોરાશી હું આવ્યો, પુન્યે દરિશન તુમારૂં પામ્યો;
ધન્ય દિન મારો, ભવનો ફેરો ટાળો,
જિનજી પ્યારા! આદિનાથને વંદન હમારા. ૩

અમે તો માયાના વિલાસી તુમે તો મુક્તિપુરીના વાસી;
કર્મબંધન કાપો, મોક્ષસુખ આપો;
જિનજી પ્યારા! આદિનાથને વંદન હમારા. ૪

અરજી ઉરમાં ધરજો અમારી, અમને આશા છે પ્રભુજી તુમારી;

કહે હર્ષ હવે સાચા સ્વામી તુમે, પૂજન કરીએ અમે,
જિનજી પ્યારા ! આદિનાથને વંદન હમારા ૫

(૩૧)

## શ્રી ઋષભદેવ સ્તવન

( રાગ-તોરણથી રથ પાછો જાયરે ગજુલ બેની )

તુમ દરિશન ભલે પાયો, પ્રથમ જિન તુમ દરિશન ભલે પાયો નાભિ નરેસર નંદન નિરૂપમ, માતા મરૂદેવી જાયો પ્ર૦ ૧ આજ અમિરસ જલધર વુઠો, માનું ગંગાજલે ન્હાયો, સુરતરુ સુરમણિ પ્રમુખ અનોપમ, તે સવી આજ મૈ પાયો પ્ર૦ ૨ યુગલા ધર્મ નિવારણ તારણ, જગ જસ મંડપ છાયો, પ્રભુ તુજ શાસન વાસન સમકિત, અંતર વૈરી હટાયો પ્ર૦ ૩ કુગુરુ-કુદેવ-કુધર્મની વાસે, મિથ્યામતમે ફસાયો, મૈ પ્રભુ આજથી નિશ્ચય કીનો, સવી મિથ્યાત્વ ગમાયો પ્ર૦ ૪ બેર બેર કરુ વિનતી ઇતની, તુમ સેવારસ પાયો, જ્ઞાનવિમલ પ્રભુ સાહિબ નજરે, સમકિત પૂરણ સવાયો પ્રથમજિન ! તુમ દરિશન ભલે પાયો પ્ર૦ ૫

(૩૨)

## જિનબિંબ સ્થાપન સ્તવન

ભરતાદિકે ઉદ્ધાર જ કીધો, શત્રુંજય મોઝાર,
સોનાતણા જેણે દેહરા કરાવ્યા,
રત્નતણા બિંબ સ્થાપ્યા;
હો કુમતિ ! કાં પ્રતિમા ઉથાપી,
એ જિનવચને થાપી હો કુમતિ૦ ૧

વીર પછી બસે નેવું વરસે,
સંપ્રતિ રાય સુજાણ;
સવા લાખ પ્રાસાદ કરાવ્યાં;
સવા ક્રોડ બિંબ સ્થાપ્યાં. હો કુમતિ૦ ૨
દ્રૌપદીએ જિનપ્રતિમા પૂજી,
સૂત્રમાં સાખ ઠરાણી;
છઠ્ઠે અંગે તે વીરે ભાખ્યું,
ગણધર પૂરે સાખી. હો કુમતિ૦ ૩
સંવત નવસેં તાણું વરસે,
વિમળ મંત્રીશ્વર જેહ;
આબુતણા જેણે દેહરાં કરાવ્યાં,
છ હજાર બિંબ સ્થાપ્યાં. હો કુમતિ૦ ૪
સંવત અગીયાર નવ્વાણું વરસે,
રાજા કુમારપાળ;
પાંચ હજાર પ્રાસાદ કરાવ્યાં,
સાત હજાર બિંબ સ્થાપ્યા. હો કુમતિ૦ ૫
સંવત બાર પંચાણું વરસે,
વસ્તુપાળ ને તેજપાળ;
પાંચ હજાર પ્રાસાદ કરાવ્યાં,
અગીઆર હજાર બિંબ સ્થાપ્યા. હો કુમતિ૦ ૬
સંવત બાર બહોંતેર વરસે,
સંઘવી ધન્નો જેહ;
રાણકપુર જેણે દેહરા કરાવ્યાં,
ક્રોડ નવ્વાણું દ્રવ્ય ખરચ્યાં. હો કુમતિ૦ ૭

સંવત તેર એકોતેર વરસે,
સમરાશા રંગ શેઠ
ઉદ્ધાર પંદરમો શેત્રુંજે કીધો,
અગીઆર લાખ દ્રવ્ય ખરચ્યા હો કુમતિ૦ ૮

સંવત સોલ બહોતેર વરસે,
બાદશાહને વારે,
ઉદ્ધાર સોલમો શેત્રુંજે કીધો,
કરમાશાહે જસ લીધો હો કુમતિ૦ ૯

એ જિનપ્રતિમા જિનવર સરખી,
પૂજો ત્રિવિધ તુમે પ્રાણી,
જિનપ્રતિમામાં સંદેહ ન રાખો,
વાચક જસની વાણી હો કુમતિ૦ ૧૦

(૩૩)

સુણ જિનવર શેત્રુંજાધણીજી, દાસ તણી અરદાસ, તુજ આગળ બાળક પરેજી, હું તો કરૂં વેખાસ રે જિનજી! મુજ પાપીને તાર તું તો કરૂણા રસે ભર્યોજી, તું સહુનો હિતકાર રે, જિનજી! મુજ ૧ હું અવગુણનો ઓરડોજી ગુણ તો નહીં લવલેશ, પરગુણ પેખી નવિ શકું જી, કેમ સંસાર તરેશ રે જિનજી! મુજ૦ ૨ જીવતણા વધ મેં કર્યોજી, બોલ્યા મૃષાવાદ, કપટ કરી પરધન હર્યાં જી, સેવ્યા વિષય સવાદ રે જિનજી! મુજ૦ ૩ હું લંપટ હું લાલચુ જી, કર્મ કીધા કેઇ કોડ, ત્રણ ભુવનમાં કો નહીંજી, જે આવે મુજ જોડ રે જિનજી! મુજ૦ ૪ છિદ્ર પરાયા અહોનિશેજી,

જોતો રહું જગનાથ; કુગતિતણી કરણી કરીજી, જોડચો તેહશું સાથ રે. જિનજી! મુજ૦ ૫ કુમતિ કુટીલ કદાગ્રહીજી, વાંકી ગતિ મતિ મુજ; વાંકી કરણી માહરીજી, શી સંભળાવું તુજ રે જિનજી! મુજ૦ ૬ પુન્ય વિના મુજ પ્રાણીઓજી, જાણે મેલું રે આથ; ઉંચા તરુવર મોરીયાજી, ત્યાંહી પસારે હાથરે જિનજી! મુજ૦ ૭ વિણુ ખાધા વિણુ ભોગવ્યાજી, ફોગટ કર્મ બંધાય; આર્ત્તધ્યાન મીટે નહીંજી, કીજે કવણુ ઉપાય રે. જિનજી! મુજ૦ ૮ કાજળથી પણુ શામળાજી, મારા મન-પરિણામ, સુહણામાંહી, તાહરૂંજી, સંભારૂં નહીં નામ રે. જિનજી! મુજ૦ ૯ મુગ્ધ લોક ઠગવા ભણીજી, કરૂં અનેક પ્રપંચ, કૂડ કપટ બહુ કેળવીજી, પાપ તણો કરૂં સંચરે જિનજી! મુજ૦ ૧૦ મન ચંચળ ન રહે કિમેજી; રાચે રમણી રે રૂપ; કામ વિટંબણા શી કહુ જી, પડીશ હું દુર્ગતિ કૂપ રે જિનજી! મુજ૦ ૧૧ કિસ્યા કહું ગુણ માહરાજી, કિસ્યા કહું અપવાદ; જેમ જેમ સંભારૂં હિયેજી, તેમ તેમ વધે વિખવાદ રે. જિનજી! મુજ૦ ૧૨ ગિરૂઆ તે નવિ લેખવેજી, નિર્ગુણ સેવકની વાત; નીચ તણે પણુ મંદિરેજી, ચન્દ્ર ન ટાળે જયોત રે. જિનજી! મુજ૦ ૧૩ નિગુણો તો પણુ તાહરોજી, નામ ધરાવ્યું દાસ; કૃપા કરી સંભારજોજી, પૂરજો મુજ મન આશ રે. જિનજી! મુજ૦ ૧૪ પાપી જાણી મુજ ભણીજી, મત મૂકો રે વિસાર; વિષ હળાહળ આદર્યોજી, ઇશ્વર ન તજે તાસ રે. જિનજી! મુજ૦ ૧૫ ઉત્તમ ગુણકારી હુએજી, સ્વાર્થ વિના સુજાણ; કરસણુ સિંચે સર ભરેજી, મેહ ન માગે દાણુ રે જિનજી!

મુજ૦ ૧૬ તુ ઉપકારી ગુણનીલોજી, તુ સેવક પ્રતિપાળ, તુ સમરથ સુખ પૂરવાજી, કર માહરી સભાળ રે જિનજી ! મુજ૦ ૧૭ તુજને શુ કહીએ ઘણુ જી, તુ સહુ વાતે રે જાણ, મુજને થાજો-સાહિબાજી ! ભવ ભવ તાહરી આણ રે જિનજી ! મુજ૦ ૧૮ નાભિરાયાકુળ ચદલોજી, મરૂદેવીનો રે નદ, કહે જિન હરખ નિવાજજોજી, દેજો પરમાનદ રે જિનજી ! મુજ૦ ૧૯

## શ્રી શત્રુજય સ્તવન

ડુગર ટાઢો ને ડુગર શીતલો, ડુગર સિદ્ધ્યા અનત રે,
ડુગર પોલોને ડુગર કુટડો, ત્યાં વસે મારૂદેવીનો નદ રે ત્યાં વસે સુનદાનો કથરે, ફુલના ચોસર પ્રભુજીને ગિર ચડે ૧
પહેલે આરે શ્રી પુ ડરીકગિરિ, એશી જોજનનુ પ્રમાણ રે,
બીજે સીત્તેર જોજન જાણીએ તીજે સાઠ જોજનનુ માન રે ૨
ચોથે આરે પચાસ જોજન જાણીએ,
પાચમે બાર જોજનનુ માન રે,
છઠ્ઠે આરે સાત હાથ જાણીએ, એણી પરે બોલે શ્રી વર્ધમાન રે ૩
એણે ગિરિ ઋષભ જિણ દ સમોસર્યા પ્રભુજી પૂર્વ નવાણુ વાર રે,
જાત્રા નવાણું જે જુગતે કરે ધન ધન તે નરનો અવતાર રે ૪
જે નર શત્રુ જય ભેટ્યા સહી, જે નર પૂજ્યા આદિ જિણ દ રે,
દાન સુપાત્રે જેણે દીધુ સહી, તે નાવે ફરી ગર્ભાવાસ રે ૫
જે નર શત્રુ જય ભેટ્યા નહી, જેણે ન પૂજ્યા આદિજિણ દ રે,
દાન સુપાત્રે જેણે દીધુ નહી, તસ નવી છુટે કર્મનો પાસ રે
એમ કહે રૂપ વિજયનો દાસ રે, પૂરો પ્રભુજી મારી આશ રે ૬

## આદીશ્વર જિનસ્તવન

( રાગ–તેરી પ્યારી પ્યારી )

હું તો પારચો પ્રભુના પાયરે; આણ ન લોપું રે. (૨)
સાંભળી તારા વેણ રે, કાનમાં રોપું રે. (૨)
જન્મ જન્મના ફેરા ફરતા, મેં તો ધ્યાયા ન દેવાધિદેવા,
કુગુરુ કુશાસ્ત્ર તણા ઉપદેશે, લાધી નહીં પ્રભુસેવા રે,
હું તો૦ ૧

કનક કથીરનો વેરો ન જાણ્યો, કાચમણી સમ તોલ્યા રે;
વિવેકતણી મેં વાત ન જાણી, વિષ અમૃત કરી ઘોળ્યા રે.
હું તો૦ ૨

સમકિતનો લવલેશ ન સમજ્યો, હું તો મિથ્યામતમાં ખુંચ્યો;
માયાતણા પંથે પરવરીયો, વિષયે કરી વિગુત્યો રે.
હું તો૦ ૩

કોઈ પૂરવ પુન્ય સંયોગે, આરજ કુળમાં અવતરીયો
આદીશ્વર સાહિબ મુજ મલીયો, તારક ભવજલ તરીયો રે.
હું તો૦ ૪

એટલા દિનમેં વાત ન જાણી, તુજથી રહીયો અલગો રે;
"ઉદયરતન" કહે આજ થકી હું, તારે પાયે વળગ્યો રે.
હું તો૦ ૫

## શત્રુંજય સ્તવન

શેત્રુંજાગિરિના સોયડા રે, દેઉં વધાઈ તોય;
શત્રુંજયરાજ દિખાડવા તું તો બાંધવ આગળ હોય રે;

હૈયુ મારૂ રે, હેજે હસે રે, જિનજી મિલનનો ચાહ,
પ્રભુજી મિલનનો ચાહ (રાહ) ૧

પાયે બધાવુ ઘુઘરા રે, (ગલે) કંઠે મોતનકી માલ,
ચાંચ ભરાવુ દાડમ કલીરે, દ્રાક્ષ બદામ રસાળ રે હૈયુ૦ ૨

ભરત ક્ષેત્ર મહીમ ડણો રે, વિમલ મહીધર નામ,
નાભિ નરેશ્વર કુલ તિલો, એતો રત્નત્રયીનું ધામ રે. હૈયુ૦ ૩

નાણે જાણે વિશેષને રે, દર્શન સકળ સામાન્ય,
ચરણે રમે નિજ રસ્યમા,એતો અનુભવ લીલ અમાન રે હૈયુ૦ ૪

ઘાતિકર્મના નાશથી રે, દોષ અઢાર વ્યતીત,
ખીમાવિજય જિનરાજનો રે,
એનો મહિમા વિશ્વવિદિત રે હૈયુ૦ ૫

### શ્રી ઋષભદેવ સ્તવન

ઋષભ જિણંદા, ઋષભ જિણંદા, તુમ દરિશન હુએ પરમાનંદા,
અહનિશી ધ્યાઉં તુમ દીદારા, મહેર કરીને કરજો પ્યારા
ઋષભ૦ ૧

આપણુને પૂઠે જે વલગા, કિમ સરે તેહને કરતા અલગા,
અલગા કીધા પણુ રહે વલગા, મોર પીંછ પરે ન હુએ ઊભગા
ઋષભ૦ ૨

તુમ્હે પણુ અળગે જાયે કિમ સરશે, ભક્તિ ભલી આકરપી લેશે,
ગગને ઊડે દૂર પડાઈ, દોરી બલે હાથે રહે આઈ
ઋષભ૦ ૩

મુજ મનડુ છે ચપળ સ્વભાવે, તોહે અંતર્મુહૂર્ત પ્રસ્તાવે,

તું તો સમય સમય બદલાયે, ઈમ કિમ પ્રીતિ નિવાહો થાયે.
ઋષભ૦ ૪

તે માટે તું સાહેબ માહરો, હું છું સેવક ભવોભવ તાહરો,
એહ સંબંધમાં મ હોશો ખામી, વાચક માન રહે શિરનામી.
ઋષભ૦ ૫

## શ્રી તીર્થમાલા સ્તવન

શેત્રુંજે ઋષભ સમોસર્યા, ભલા ગુણ ભર્યા રે, સિધ્યા સાધુ અનંત, તીરથ તે નમું રે. ત્રણ કલ્યાણક તિહાં થયાં, મુગતે ગયા રે, નેમીસર ગિરનાર. તી૦ ૧

અષ્ટાપદ એક દેહરો, ગિરિસેહરો રે, ભરતે ભરાવ્યાં બિંબ; તી૦ આબુ ચૌમુખ અતિ ભલો, ત્રિભુવનતિલો રે, વિમલવસહિ વસ્તુપાલ. તી૦ ૨

સમેતશિખર સોહામણો, રલીયામણો રે, સિધ્યા તીર્થંકર વીશ; તી૦ નયરી ચંપા નિરખીયે, હૈયે હરખીયે રે, સિધ્યા શ્રી વાસુપૂજ્ય. તી૦ ૩

પૂર્વદિશે પાવાપુરી, રુદ્ધે ભરી રે, મુક્તિ ગયા મહાવીર; તી૦ જેસલમેર જુહારીયે, દુઃખ વારીયે રે, અરિહંત બિંબ અનેક. તી૦ ૪

બિકાનેરજ વંદીયે, ચિર નંદિયે રે, અરિહંત દેહરા આઠ; તી૦ સેરિસરો, સંખેસરો પંચાસરો રે, ફલોધિ થંભણ પાસ. તી૦ ૫

અંતરીક્ષ અજાહરો અમીઝરો રે, જીરાવલો જગનાથ

તી૦ ત્રૈલોકયદીપક દેહરો, જાત્રા કરો રે, રાણકપુરે રિસહેસ, તી૦ ૬

તારગે અજિત જુહારિયે, દુઃખ વારિયે રે, થરાદ્રે શ્રી મહાવીર, તી૦ નવા રે નગરના દેહરા, બાવન ભલા રે, શા રાયશી વર્દ્ધમાન સરાવ્યા બિંબ તી૦ ૭

શ્રી નાડુલાઈ જાદવો, ગોડી સ્તવો રે, શ્રી વરકાણો પાસ તી૦ નંદીશ્વરના દેહરા, બાવન ભલા રે, રુચક કુંડલે ચાર ચાર તી૦ ૮

શાશ્વતી અશાશ્વતી પ્રતિમા છતી રે, સ્વર્ગ મૃત્યુ પાતાલ, તી૦ તીરથયાત્રાફલ તિહાં, હોજો મુજ ઈહાં રે, સમયસુંદર કહે એમ તી૦ ૯

### શ્રી આદિનાથ પ્રભુનું [ અક્ષય તૃતીયાનું ] સ્તવન

(રાગ–જાઓ જાઓ એ મેરે સાધુ, રહો ગુરુ કે સંગ)

આવો આવો આદીશ્વર દાદા, ગ્રહો ઈક્ષુરસ દાન ટેક૦
નાભિનંદન વિનીતા મંડન, ઋષભદેવ ગુણવાન,
ચાર હજાર મનુષ્યો સાથે, યોગી બન્યા પ્રધાન આવો૦ ૧
લોકો આપે કન્યા ઘોડા, ભિક્ષાવિધિના અજાણ,
સ્વીકારે નહીં તેને પ્રભુજી, ચાર જ્ઞાનથી જાણ આવો૦ ૨
સાથના સઘળા છૂટા થઈને, વસિયા વન વેરાન,
હસ્તીનાપુર નાથ પધાર્યા, ફરતા વરસ પ્રમાણ આવો૦ ૩
શ્રેયાંસે સમજી પોકારી, બોલાવ્યા ભગવાન,
વિનતિ કરી દાદા દામનું, સ્વીકારો આ દાન આવો૦ ૪

શ્રી શ્રેયાંસે એમ ભાવતા, ઇક્ષુ રસે બહુમાન;
પારણું વાર્ષિક તપનું કરાવી, સાધ્યું નિજ કલ્યાણ. આવો૦ ૫

ધન્ય દિવસ ધન્ય ભાગ્ય હમારા, શાસનના સુલતાન;
અમ આંગણીએ આજ પધાર્યા, શાં શાં કરૂં સન્માન. આવો૦ ૬

અક્ષય ત્રીજને ઉત્તમ દિવસે, પહેલું એ મુનિદાન;
વાર્ષિક તપ એ જગમાં મોટું, જેમ ગ્રહ ગણમાં ભાણુ. આવો૦ ૭

સર્વ મંગળમાં પહેલું મંગલ, તપધારી ભગવાન;
ચારિત્ર દર્શન ગુણના સાગર, કરો જગત કલ્યાણ.
આવો આવો આદીશ્વર દાદા ગ્રહો ઇક્ષુરસ દાન. ૮

## શ્રી સિદ્ધાચલજીનું સ્તવન

ચાલો ચાલોને જઇએ, સોરઠ દેશમાંરે, જિહાં પુંડરીક ગિરિ પ્રખ્યાત; નમો નેહ ધરી ગિરિરાજનેરે એ તરણ તારણ તીર્થ જાણીએરે ગિરિ મહિમા અપરંપાર. નમો૦ ૧

( સાખી– ) અનંતા મુનિવર એ ગિરિ; પામ્યા શિવવધૂ નાર, વળી અનંતા અહીં કને, પામશે ભવનો પાર, નહિ સંદેહ એમાં આણશો રે, જેની શાસ્ત્રમાં છે ઘણી શાંખ. નમો૦ ૨

(સાખી–) અઢાર કોડાકોડી સાગરૂ, નાભિરાયા કુલચંદ, પ્રથમ ધર્મ ચલાવતા, મરૂદેવીનો નંદ; લાખ ત્યાશી પૂરવ ઘરમાં રહી રે પ્રભુ દે છે વરસીદાન. નમો૦ ૩

( સાખી– ) રાજ ભળાવી ભરતને, લેવે સંજમભાર; વરસીતપનું કર્યું પારણું, શ્રી શ્રેયાંસકુમાર; લેવે શેરડી રસ પ્રભુ સુજતો રે; રૂડી અક્ષયત્રીજ મનોહાર. નમો૦ ૪

( સાખી- ) પ્રથમ જિનેશ્વર આવીયા, પૂર્વ નવાણુ વાર, રાયણ હેઠે સમોસરી, કીધો ગિરિ વિસ્તાર, સુણી ભરત સંઘ લઇ આવતા રે, તીરથ ફરશીને કરતા ઉદ્ધાર નમો૦ ૫

( સાખી- ) ચૈત્ર શુદની પુનમે, પાંચ ક્રોડ મુનિ સાર, પુંડરીક ગણધર એ ગિરિ, ગ્રહ્યો શિવવધૂ હાથ, એથી પુંડરીકગિરિ નામ સ્થાપીયે રે ઇહા તીર્થપતિ શ્રી આદિ-નાથ નમો૦ ૬

(સાખી-) પ્રથમ પ્રભુજી પોતરા, દ્રાવીડ ને વારીખીલ, સિદ્ધાચળ સિદ્ધિ વર્યા, કાર્તિક પુનમ દિન, પ્રભુ અજિત શાંતિ દોય જણા રે, આવી ચાતુરમાસ તિહા કીધ, નમો૦ ૭

( સાખી- ) ફાગણ શુદની દશમે, નમિ વિનમિ બે જોડ, અણસણ કરી શિવવધૂ વર્યા, સાથે મુનિ બે ક્રોડ, સિદ્ધ થાય વીશ કોડી અણગારથી રે, પાચે પાંડવ એ ગિરિરાજ નમો૦ ૮

( સાખી- ) નેમિ પુત્રી ચોસઠ કહી, કરતી આતમ ઠામ, ચૈતર વદની ચૌદશે, પામી અવિચળ ધામ, રામ ભરત મુનિ ત્રણ કોડશું રે, કર્મ કાંપી પામ્યા સિદ્ધિરાજ નમો૦ ૯

( સાખી- ) ફાગણ ઉજળી તેરશે, શાબ પ્રદ્યુમ્ન કહેવાય, સાડી આઠ કોડ મુનિવરૂ, શેત્રુંજે શિવપુર જાય છેલ્લા નારદ એકાણુ લાખથી રે, ગિરિ ઉપર વર્યા શિવ-નાર નમો૦ ૧૦

(સાખી-) ગઇ ચોવીશીના પ્રભુ, બીજા નિરવાણી નાથ, કદમ્બ ગણધર કોડશું, ભરતા મુક્તિ સે બાથ; તેને કદમ્બગિરિ બોલતા રે, જેના નામથી નવનિધ થાય. નમો૦ ૧૧

(સાખી-) એમ અસંખ્યા મુનિવરૂ, એ તીરથ મોઝાર, સિધ્યા ને વળી સિદ્ધશે, મહિમા અપરંપાર, ભાખે દાન દયા પંન્યાસનો રે, શિષ્ય સોભાગ્યવિમળ સુખકાર. નમો૦ ૧૨

## શ્રી વિમલગિરિ સ્તવન

પ્રીતલડી બંધાણી રે વિમલ ગિરીંદશું,
નિશિપતિ નિરખી હરખે જેમ ચકોર જો,
કમલગૌરી હરિહરથી રાચી રહ્યા,
જલધર જોઈ મસ્ત બને વનમોર જો. ૧

આદીશ્વર અલવેશ્વર આવી સમોસર્યા.
પુણ્યભૂમિમાં પૂર્વ નવ્વાણુંવાર જો,
અરિહંત શ્રી અજિતેશ્વર શાન્તિનાથજી,
રહ્યા ચોમાસું જાણી શિવપુરદ્વાર જો. ૨

સૂર્યવંશી સોમવંશી યાદવ વંશના,
નૃપ ત્રણ પામ્યા નિર્મલો પદ નિર્વાણ જો,
મહામુનીશ્વર ઈશ્વરપદ પુર વર્યા,
શિવપુર શ્રેણી આરોહણ સોપાન જો. ૩

ત્રણ ભુવનમાં તારક તુમ સમ કો નહિ,
એમ પ્રકાશે સીમંધર મહારાજ જો,
તારે શરણે આવ્યો હું ઉતાવળો,
તાર તાર ઓ ગિરિવર ગરબ નિવાજ જો. ૪

હુ અપરાધી પાપી મિથ્યાડબરી,
ફોગટ ભુલ્યો ભવમા વિણુ તુ એક જો,
હવે ન મુકુ મોહન મુદ્રા તાહરી,
એ મુજ મોટી ૫ક નાળની ટેક જો ૫

પલ્લો પકડી બેઠો બાપજી લાઘવા,
આપ આપ તુ ભક્તવત્સલ ભગવ ત જો,
અ તે પણ દેવુ રે પડશે સાહિબા,
શી કરવી હવે ખાલી ખેચાતાણુ જો ૬

મલ વિક્ષેપણે આવરણુત્રિક દૂર કરી,
છેલ છબીલા આવ્યો આપ હજુર જો,
આત્મસમર્પણ કીધુ અતિ ઉમ ગથી,
પ્રેમ થયો નિધિ પ્રગટ્યો અવિનવ પૂર જો ૭

શ્રી સિદ્ધાચલ ગિરિવરજી મહારો ખરો,
પરમ કૃપાળુ પાલક પ્રાણ આધાર જો,
વિછોડશો નહિ કયારે પ્યારા પ્રાણુથી,
રમિયા કરજો ધર્મરત્ન વિસ્તાર જો. ૮

## શ્રી અજિતનાથ જિન સ્તવન

પ્રીતલડી બ ધાણીરે, અજિત જિણ દશુ,
પ્રભુ પાખે ક્ષણુ, એકે મને ન સુહાય જો,
ધ્યાનની તાલી રે, લાલી નેહશુ,
જલદઘટા જેમ શિવસુત વાહન દાય જો. પ્રીત૦ ૧

નેહ ઘેલુ મન મારૂ રે પ્રભુ અલજે રહે,
તન ધન મન એ કારણુથી પ્રભુ મુજ જો,

માહરે તો આધાર છે સાહેબ રાઉલો;
અંતરગતનું પ્રભુ આગળ કહું ગુંજ જો. પ્રીત૦ ૨
સાહિબ તે સાચોરે જગમાં જાણીએ,
સેવકનાં જે સ્હેજે સુધારે કાજ જો;
એહવે રે આચરણે, કેમ કરી રહું,
બિરૂદ તુમારૂં, તારણતરણ જહાજ જો. પ્રીત૦ ૩
તારકતા તુજ માંહેરે, શ્રવણે સાંભળી,
તે ભણી હું આવ્યો છું, દીનદયાળ જો;
તુજ કરૂણાની લહેરેરે, મુજ કારજ સરે,
શું ઘણું કહીએ, જાણ આગળ કૃપાલ જો. પ્રીત૦ ૪
કરુણા દૃષ્ટિ કીધીરે, સેવક ઉપરે,
ભવભય ભાવઠ, ભાંગી ભક્તિ પ્રસંગજો;
મનવંછિત ફલિયારે, જિન આલંબને,
કર જોડીને મોહન, કહે મનરંગ જો. પ્રીત૦ ૫

## શ્રી અજિતનાથ પ્રભુનું સ્તવન

અજિત જિણેસર ચરણની સેવા, હેવાએ હું હલિયો;
કહિયે અણચાખ્યો પણ અનુભવ, રસનો ટાળો મલિયો,
પ્રભુજી મહેર કરીને આજ, કાજ હમારાં સારો. ૧
મૂકાવ્યો પણ હું નવિ મૂકું, ચૂકું એ નવિ ટાણો;
ભક્તિભાવ ઊઠ્યો જે અંતર, તે કિમ રહે શરમાણો. પ્ર૦ ૨
લોચન શાંત સુધારસ સુભગા, મુખ મટકાળું પ્રસન્ન;
યોગમુદ્રાનો લટકો ચટકો, અતિશયનો અતિઘન્ન. પ્ર૦ ૩

પિંડ પદસ્થ રૂપસ્થે લીનો ચરણ કમળ તુજ ગ્રહીઓ,
ભ્રમર પરે રસ સ્વાદ ચખાવો, વિરસો કાં કરો મહીઓ પ્ર૦ ૪

બાળ કાળમા વાર અનતી, સામગ્રીએ નવિ જાગ્યો,
યૌવનકાળે તે રસ ચાખ્યો, તુ સમરથ પ્રભુ માહરો પ્ર૦ ૫

તુ અનુભવરસ દેવા સમરથ હું પણ અરથી તેહનો,
ચિત્તવિત્ત ને પાત્રસબધે, અજર રહ્યો હવે કેહનો પ્ર૦ ૬

પ્રભુની મહેરે તે રસ ચાખ્યો, અતરગ સુખ પામ્યો,
માનવિજય વાચક ઈમ જપે, હુઓ મુજ મન કામ્યો પ્ર૦ ૭

## અજિતનાથપ્રભુનું સ્તવન

(રાગ–દુઃખ દોહગ દૂરે ટળ્યા રે)

શુભ વેલા શુભ અવસરે રે, લાગ્યો પ્રભુ શુ સ્નેહ;
વાધે મુજ મન વાલહા રે, દિન દિન બમણો નેહ,
અજિતજિન ! વિનતડી અવધાર,
મન માહરૂ લાગી રહ્યુ રે, તુજ ચરણે એક તાર અ૦ ૧

હિયડુ મુજ હેજાલડુ રે, ઉમાહો અપાર,
ઘડી ઘડીરે આતરે રે, ચાહે તુજ દેદાર અ૦ ૨

મીઠો અમૃતની પરે રે, સાહિબ તાહરો સગ;
નયણે નયણ મિલાવતા રે, શીતલ થાયે અગ. અ૦ ૩

અવશ્ય પણે એક ઘડી રે, જાયે તુજ વિણુ જેહ,
વરસા સો સમ સાહિબા રે મુજ મન લાગે તેહ અ૦ ૪

તુજ તો મુજ ઉપર રે, મહેરે ન આવે કાય;
તો પણ મુજ મન લાલચુ રે ખિણ અલગુ ન થાય અ૦ ૫

આસંગાયત આપણો રે, જાણીને જિનરાય;
દરિશન દિજે દિન પ્રતિ રે, હંસ રતન સુખ થાય. અ૦ ૬

## શ્રી સંભવજિન સ્તવન

(અંતરજામી સુણ અલવેસર એ–રાગ)

(અથવા મન ડોલે તન ડોલે એ–રાગ)

સમકિત દાતા સમકિત આપો, મન માગે થઈ મીઠું;
છતી વસ્તુ દેતાં શું શોચો, મીઠું તે સહુએ દીઠું;
પ્યારા પ્રાણ થકી છો રાજ, સંભવ જિનવર મુજને. ૧

એમ મત જાણો જે આપે લહીએ, તો લાધ્યું શું લેવું;
પણ પરમારથ પેખી આપે, તેહજ કહીએ દેવું. પ્યારા૦ ૨

એ અર્થી હું અર્થ સમર્પક, એમ મત કરજો હાંસું,
પ્રગટ ન હતું તુમને પણ પહેલાં,
એ હાસાનું પાસું (ખાસું) પ્યારા૦ ૩

પરમ પુરુષ તમે પ્રથમ ભજીને, પામ્યા એ પ્રભુતાઇ;
તેણે રૂપે તુમને ઇમ ભજીએ, તેણે તુમ હાથે વડાઇ. પ્યારા૦ ૪

તુમે સ્વામી હું સેવાકામી, મુજરે સ્વામી નિવાજે;
નહિ તો હઠ માડી માંગંતા, કીણ વિધ સેવક લાજે. પ્યારા૦ ૫

જ્યોતે જ્યોતિ મીલે મત પ્રીછો, કુણ લેશે કુણ ભજશે;
સાચી ભક્તિ તે હંસ તણી પરે, ખીર નીર નય કરશે. પ્યારા૦ ૬

ઓલગ કીધી તે લેખે આવી, ચરણ ભેટ પ્રભુ કીધી;
રૂપ વિબુધનો મોહન પભણે, રસના પાવન કીધી. પ્યારા૦ ૭

*

### શ્રી સંભવજિન સ્તવન

સાહેબ સાંભળો રે, સંભવ અરજ હમારી,
ભવોભવ હું ભમ્યો રે, ન લહી સેવા તમારી,
નરક નિગોદમાં રે, તિહાં બહુ ભવ ભમિયો,
તુમ વિના દુઃખ સહ્યાં રે, અહોનિશ ક્રોધે ધમધમિયો સાહેબ૦ ૧

ઇંદ્રિય વશ પડ્યો રે પાળ્યાં વ્રત નવિ સૂસે,
ત્રસ પણ નવિ ગણ્યા રે, હણિયા થાવર હૂંસે,
વ્રત ચિત્ત નવિ ધર્યાં રે, બીજું સાચું ન બોલ્યું,
પાપની ગોઠડી રે, તિહાં મેં હઇડું ખોલ્યું સાહેબ૦ ૨

ચોરી મેં કરી રે, ચઉવિહ અદત્ત ન ટાળ્યું,
શ્રી જિન-આણશું રે, મેં નહિ સંયમ પાળ્યું,
મધુકર તણી પરે રે શુદ્ધ ન આહાર ગવેખ્યો,
રસના લાલચે રે, નીરસપિંડ ઉવેખ્યો સાહેબ૦ ૩

નરભવ દોહીલો રે, પામી મોહવશ પડિયો,
પરસ્ત્રી દેખીને રે, મુજ તિહાં જઇ અડિયો,
કામ ન કો સર્યાં રે, પાપે પિંડ મેં ભરિયો,
શુદ્ધ બુદ્ધ નવિ રહી રે, તેણે નવિ આતમ તરીયો સાહેબ૦ ૪

લક્ષ્મીની લાલચે રે, મેં બહુ દીનતા દાખી,
તો પણ નવિ મળી રે, મળી તો નવિ રહી રાખી,
જે જન અભિલષે રે, તે તો તેહથી નાસે,
તૃણસમ જે ગણે રે, તેહની નિત્ય રહે પાસે સાહેબ૦ ૫

ધન્ય ધન્ય તે નરા રે, એહનો મોહ વિછોડી,
વિષય નિવારીને રે, તેહને ધર્મમાં જોડી,

અભક્ષ્ય તે મેં ભખ્યાં રે, રાત્રિભોજન કીધાં,
વ્રત નવિ પાળીયા રે; જેહવા મૂળથી લીધા. સાહેબ૦ ૬
અનંતભવ હું ભમ્યો રે, ભમતાં સાહેબ મળિયો,
તુમ વિણ કોણ દીએ રે? બોધિ–રયણ મુજ બળિયો;
સંભવ આપજો રે; ચરણ કમલ તુમ સેવા,
નય એમ વિનવે રે, સુણજો દેવાધિદેવા. સાહેબ૦ ૭

## શ્રી સુમતિજિન સ્તવન

મન મારૂં લાગી રહ્યું, દિલ લાગી રહ્યું ચિત્ત મારૂં;
લાગી રહ્યું સુમતિ જિણંદશું.
ધન્ય ધન્ય દિવસ આજનો માહરે, ધન્ય ધન્ય ઘડી વળી જેહ;
ધન્ય ધન્ય સમય જે વળી તાહરૂં, દરિશણ દીઠું નયણનેહ. ૧
સુંદર મૂર્તિ મેં દીઠી તાહરી, કેટલે દિવસે આજે;
નયન પાવન થયાં પ્રભુજી માહરા, પાપ તિમિર ગયાં ભાંજ ૨
ખાસો ખીજમતગાર તે જાણી, કરૂણા ધરો મનમાંહી;
સેવક ઉપર હિતબુદ્ધિ આણીને, વળી ધરો મન ઉત્સાહી. ૩
નિર્મળ સેવામૃત મુજ આપીયે, જેમ બુઝે ભવનારે તાપ;
હવે દરિશનનો વિરહ તે મત કરો, જેમ મિટજો મનના સંતાપ. ૫
ઘણું ઘણું શું કહીયે તમોને, તુમે છો ચતુર સુજાણ;
મુજ મનવાંછિત પુરજો એમ ભણે, પંડિત પ્રેમનો ભાણ. ૫

## શ્રી સુમતિનાથ સ્તવન

(રાગ–સાંભળજો મુનિ સંયમરાગે)

આજ ગયાતા અમે સમવસરણમાં, વાણી અમીરસ પીવારે;

પીતારે પીતા હું તો પુરણ પ્રાપી,
અનુભવ પ્યાલો મુજને લાધ્યો રે આજ૦ ૧

પહેલે પ્યાલે મુજને સમકિત પ્રગટ્યુ, બીજે અજ્ઞાનતા મેલી રે,
તત્ત્વતણો એ ત્રીજો પ્યાલો, મગન હુતી પીતા પેલી રે
આજ૦ ૨

મૃગ પાસે મૃગ બેસત રાજન, નહિં કોઇ એહનો વેરી રે,
એવી વાણી સુણીને હસલો, ત્રિજંચર જીવન જીવો રે
આજ૦ ૩

એણુ આગળ એ બાર પર્ષદા, મળીયા છે કોડાકોડી રે,
ચોસઠ ઇન્દ્ર નમે શિરનામી, ઉભા છે બે કર જોડી રે
આજ૦ ૪

અજબ અનોપમ મૂર્તિ દેખી, દેખત શુદ્ધ બુદ્ધ ભૂલી રે,
શ્વાસોશ્વાસ તણી એ પરિમુઠ, ચપક કેતકી ફુલી રે
આજ૦ ૫

પચમે આરે પચમા જિનની, તાતા તે પ્રભુ દીઠા રે,
સુણુ બેની એની ગતિ ન્યારી, મુજ મન માગે પ્યારે રે
આજ૦ ૬

આગલોલ માહિ સુમતિ બીરાજે, ચૌખડ માહે ગાજે રે;
રત્નવિબુધનો સેવક જાણી, જીત્યાના ડકા વાજે રે
આજ૦ ૭

## પદ્મપ્રભ જિન સ્તવન

પદ્મપ્રભુ આણુસે પ્યારા, છોડાવો કર્મકી ધારા,
કર્મફદ તોડવા ધોરી, પ્રભુજીસે અર્જ હૈ મોરી પદ્મ૦ ૧

લઘુવય એક થે જીયા, મુક્તિ મેં વાસ તુમ કીયા;
ન જાની પીડ તે મોરી, પ્રભુ અબ ખેંચ લે દોરી. પદ્મ૦ ૨

વિષયસુખ માની મો મનમેં, ગયો સબ કાલ ગફલતમેં;
નરક દુઃખ વેદના ભારી, નીકળવા ના રહી બારી. પદ્મ૦ ૩

પરવશ દીનતા કીની, પાપકી પાટ શિર લીની;
ન જાની ભક્તિ તુમ કેરી, રહ્યો નિશદિન દુઃખ ઘેરી. પદ્મ૦ ૪

ઇસવિધ વિનતિ મોરી, કરૂં મેં દોય કરજોડી;
આતમ આનંદ મુજ દીજો, વીરનું કાજ સબ કીજો. પદ્મ૦ ૫

## શ્રી ચંદ્રપ્રભ જિન સ્તવન

(આશાવારી–ખોવાયાને ખોળવા)

મુજ ઘટ આવજો રે નાથ, કરૂણા કટાક્ષે જોઇને દાસને;
કરજો સનાથ. મુજ૦ ૧

ચંદ્રપ્રભ જિનરાજીયા, તુજ વાસ વિષમો દૂર;
મળવા મન અલજો ઘણો, કિમ આવીયે હજુર. મુજ૦ ૨

વિરહવેદના આકરી, કહી પાઠવું કુણ સાથ;
પંથી તો આવે નહિ, તે મારગે જગનાથ. મુજ૦ ૩

તું તો નિરાગી છે, પ્રભુ પણ વાલહો મુજ જોર;
એક પખી તે પ્રીતડી, જિમ ચંદ્રમાને ચકોર. મુજ૦ ૪

તુમ સાથે જે પ્રીતડી, અતિ વિષમ ખાંડા ધાર;
પણ તેહના આદર થકી, તસ ફળ તણો નહિ પાર. મુજ૦ ૫

અમે ભક્તિયોગે આણશું, મનમંદિરે તુમ આજ;
વાચક વિમળના રામ શું [illegible]ં રીઝશો મહારાજ. મુજ૦ ૬

## શ્રી ચંદ્રપ્રભ જિન સ્તવન

(રાગ–છોટેસે બલમા મેરે આગનામે ગીલ્લી ખેલે)

ચંદ્રપ્રભુજીની ચાકરી, મને લાગે મીઠી,
જગમા જોડી જેહની, કિહા દીસે ન દીઠી ચંદ્રપ્રભુ૦ ૧

પ્રભુજીને ચરણે માહરૂ મનડું લલચાણુ,
કુણ છે બીજો ઇણે જગે, જિણ જોયે પલટાણુ ચંદ્ર૦ ૨

કોડી કરે પણ અવર કો મુજ હિયડે નાવે,
સુરતરુ ફૂલે મોહિઓ, કિમ આક મોહાવે ચંદ્ર૦ ૩

મુજ પ્રભુ મોહન વેલડી, કરૂણા શું ભરીઓ,
પ્રભુતા પૂરી ત્રિભુવને, ગુણમણિનો દરીઓ ચંદ્ર૦ ૪

જિમ જિમ નિરખુ નયણે, તિમ તિમ હિયડુ હુલસે,
એક ઘડીને અતરે, મુજ મનડુ તરસે. ચંદ્ર૦ ૫

સહજ સલુણો સાહિબો, મિલ્યો શિવનો સાથી,
સહેજે છુટ્યો જગતમેં, પ્રભુની સેવાથી ચંદ્ર૦ ૬

વિમલવિજય ગુરૂ શિષ્યનો, શિષ્ય કહે કર જોડી,
રામવિજય પ્રભુનામથી, લહે સંપદ કોડી ચંદ્ર૦ ૭

## શ્રી સુવિધિનાથ જિન સ્તવન

તાહરી અજબશી યોગની મુદ્રા રે, લાગે મને મીઠી રે,
એ તો ટાલે મોહની નિદ્રા રે, પરતક્ષ દીઠી રે,
લોકોત્તરથી જોગની મુદ્રા, વ્હાલા મારા, નિરુપમ આસન સોહે,
સરસ રચિત શુક્લધ્યાનની ધારે, સુરતરના મન મોહે રે
લાગે મુને મીઠી રે૦ ૧

ત્રિગડે રતન સિંહાસન બેસી, વા૦ ચિહું દિસે ચામર ઢલાવે;
અરિહંત પદ પ્રભુતાનો ભોગી, તો પણ જોગી કહાવે રે.
લાગે મુને મીઠી રે૦ ૨

અમૃત ઝરણી મીઠી તુજ વાણી, વા૦ જેમ અષાઢો ગાજે;
કાન મારગ થઈ હિયડે પેસી, સંદેહ મનના ભાંજે રે.
લાગી મુને મીઠી રે૦ ૩

કોડિગમે ઉભા દરબારે, વા૦ જયમંગલ સુર બોલે;
ત્રણ ભુવનની રિદ્ધિ તુજ આગે, દીસે ઈમ તૃણ તોલે રે.
લાગી મુને મીઠી રે૦ ૪

ભેદ લહું નહીં જોગ જુગતિનો, વા૦ સુવિધિ જિણંદ બતાવો;
પ્રેમશું કાન્તિ કહે કરી કરુણા, મુજ મન મંદિરે આવો રે.
લાગી મુને મીઠી રે૦ ૫

## શ્રી સુવિધિનાથ સ્તવન

(રાગ–સ્વામી તમે કાંઈ કામણ કીધું)

સુવિધિ જિણંદ મુજને દરિસણ, દ્યોને દિલ ભરી દિલથી,
મારા સામું જુવો ને, હસી તારા ચિત્તોની વાતો;
મને તે કહોને પ્રીતની, રીતમાં શું તો વહો ને. ૧

અંતર ચિત્તની વાર્તા રે, પ્રભુ કહું તે ચિત્ત ધરોને;
પ્રીત પતિત જીમ ઉપજે રે, તિમ અવિહડ પ્રીત કરોને. ૨

સુંદર તુમ મુખ મટકે રે, લોભાચ્યા તે પ્રભુ અમને;
મુજ મન મળવા અતિ ઘણું રે, ક્ષણ ક્ષણ ચાહે તુજને. ૩

લલચાવશો દિન કેટલા રે, એમ દિલાસા મુજને દઇને;

હા ના, મુખથી ભાખીયે રે, બેસી શુ રહ્યા મૌન લઇને ૪
હસિત વદને બોલાવીને રે, આજ મુજને રાજી કરોને
વાછિત દેઇ અમને રે તુમે શુ, જગમા જશ વરોને ૫
રોગ શોક દુ ખ દોહગ તાપ, સતાપને પાપ હરોને,
**પંડિત પ્રેમના ભાણુને, પ્રસન્ન હોજો હેતે ધરીને ૬**

## શ્રી શીતલનાથજિન સ્તવન

મ્હારે શીતલ જિન શું લાગી પૂરણ પ્રીત જો,
સાહિબજીની સેવા ભવદુ ખ ભાજશેરે જો,
જિનપ્રતિમા જિન સરખી દિલમા જોય જો,
ભક્તિ કરંતા પ્રભુજી ખૂબ નિવાજશેરે જો ૧
જેણે જોતા લાધુ રત્નચિંતામણિ હાથ જો,
તેહને રે મૂકીને કુણ ગ્રહે કાચને રે જો,
જેણે મનશું કીધા જુઠાના પચ્ચક્ખાણ જો,
તે નર બોલે સો વાતો પણ સાચને રે જો ૨
જે પામ્યા પરિગલ પ્રીતે અમૃતપાન જો,
ખારૂ જલ તે પીવા કહો કુણ મન કરે રે જો,
જે ઘરમાં બેઠાં પામ્યા લખમી જોર જો,
ધનને કાજે દેશ દેશાતર કુણ ફરે રે જો ૩
જેણે સેવ્યા પૂરણ ચિત્તે અરિહત દેવ જો,
તેહના રે મન મારે કિમ બીજા ગમે રે જો,
જે તો દોષ રહિત નિકળંકી ગુણ ભંડાર જો,
મનડું રે અમારૂ પ્રભુ સાથે રમે રે જો. ૪

મુને મલિયા પૂરણ ભાગ્યે શીતળનાથ જો,
દેખીને હું હરખ્યો તન મન રંજીઆરે જો;
એ તો દોલતદાઇ પ્રભુજીનો દેદાર જો,
મેં તો જોતા પ્રભુને કર્મદલ ગંજીઆરે જો. ૫

શ્રી વિધિપક્ષ દેહરે મુંદરા નગર મોઝાર જો,
અંગી રે નવરંગી શિખર સુહામણી રે જો;
એ તો તેજે દીપે ઝગમગ જ્યોતિ વિશાલ જો,
સોહે રે મન મોહે મૂર્તિ રળીયામણી રે જો. ૬

સય સત્તર એકાશીયે રૂડો ભાદ્રવ માસ જો,
સ્તવન રચ્યું એ પ્રેમે પર્વ પજુસણે રે જો;
શ્રી સહજસુંદર શિષ્ય બોલે ઇણીપરે વાણી જો,
ભાવે રે નિત્ય લાભ કહે હરખે ઘણે રે જો. ૭

## શ્રી શ્રેયાંસજિન સ્તવન

(હો હલધરજી હવે કેમ કરવું નેમ પરાક્રમ મોટું એ–રાગ)

હો જિનવરજી, નિજ દરિસણ દેખાડી પ્રીત સુધારીયે, તુમ દરિસણ તે ભવભયહરણો, આઠ કર્મ જલધિ તારણ તરણો, સંસારીને શિવસુખ કરણો. હો જિન૦ ૧ એ આંકણી.

મુનિ શ્રાવક ધર્મ દુવિધ ભાખ્યો, તે ભવ્યજનો આગલ દાખ્યો, તેણે તુજ વચને અમૃતરસ ચાખ્યો; હો જિનવરજી; નિજ વાણી સંભળાવી સમકિત આપીએ. ૨

જે હુંતા પાપ તણા કરી, તે તેં તાર્યાં બહુ નર નારી, તુજ સમ નહિં કોઇ ઉપગારી. હો જિનવરજી. નિજ કર અવલંબાવી તારક તારીયે. ૩

તુ અધ્યાતમ સુરજ ઉગ્યો, તવ મોહાદિક તમ દૂર ગયો, ભવિ મનમા જ્ઞાનપ્રકાશ થયો, હો જિનવરજી! મન ઉદયાચલ બેસી મિથ્યાત્વ નિવારીયે ૪

તુજ વદન કમલ દરિસણ પ્યારો, તિહા મન મધુકર મોહ્યો મહારો, ક્ષણ એક તિહાથી ન રહે ન્યારો હો જિનવરજી! અવલોકન નિત્ય તેહનો મુજને દીજીયે ૫

ધરણેન્દ્ર સહસ મુખશુ ભાખે, તાહરા ગુણ નિત્ય નવલા દાખે, તોહે પાર ન લહે ગુણનો લાખે, હો જિનવરજી! અનંત ગુણાત્મક તુ સોહે ગુણ તાહરા ૬

સૌભાગ્યચન્દ્ર ગુરુનો શિષ્ય, કહે સ્વરૂપચન્દ્ર અહો જગદીશ, શ્રેયાસપણુ દીઓ સુજગીશ, હો જિનવરજી! નામ શ્રેયાસ તમારુ સમરૂ ધ્યાનમા ૭

### શ્રી વાસુપૂજ્યસ્વામિજિન સ્તવન

(ધોબીડી બેઠી તીખા રે નયણાંગે પાણી લાગણો–રાગ)

જિણંદરાયા સુગુણ સુખકર સુંદરૂ, કેવલજ્ઞાન ભંડાર,
જિણં૦ મોહ અંધાર નિવારવા, સમરથ તુ દિનકાર,
જિણં૦ વાસુપૂજ્ય મુજ વાલહો, દૃઢ મન રહ્યો રે લોભાય
જિણં૦ ૧

જિણં૦ ધર્મધુરંધર ધન્ય તુ, ભરતક્ષેત્ર મોઝાર,
જિણં૦ બોધિબીજ વાવ્યે વચન શું, ભવિમન ક્યારા ઉદાર
જિણં૦ ૨

જિણંદ૦ સુમતિ સહિતસહુ સમકિતી, પાલે નિજ વ્રત સાર;
જિણંદ૦ સંવર વાડી ભલી કરે, રહે અપ્રમત્ત આચાર.
જિણંદ૦ ૩

જિણંદ૦ આશ્રવ શ્વાપદ વારતા, ધારતા જિનવર આણ;
જિણંદ૦ શીલ સુધારસ સીંચતા, લહે ચેતન ગુણખાણ.
જિણંદ૦ ૪

જિણંદ૦ પામ્યો તે દરિસણ યદા, જાણ્યો તદા શિવશર્મ;
જિણંદ૦ કુગુરુ કુદેવ કુધર્મનો, વાર્યો ચિત્તથી ભર્મ.
જિણંદ૦ ૫

જિણંદ૦ અપડિવાઇ દીજીયે, દરિસણ દોલત દાન;
જિણંદ૦ સૌભાગ્યચંદ્ર સ્વરૂપને, વલ્લભ તુજ ગુણગાન.
જિણંદ૦ ૬

## શ્રી વિમલનાથ સ્તવન

(રાગ આશાવરી)

હો પ્રભુજી! મુજ અવગુણ મત દેખો, રાગદશાથી તું રહે ન્યારો; હું મન રાગે વાળું, દ્વેષરહિત તું સમતાભીનો, દ્વેષ મારગ હું ચાલું. હો પ્રભુજી૦ ૧ મોહલેશ ફરશ્યો નહિ તુંહિ, મોહ લગન મુજ પ્યારી; તું અકલંકી કલંકિત હું તો, એ પણ રહેણી ન્યારી. હો પ્રભુજી૦ ૨ તુંહિ નિરાગી ભાવ પદ સાધે, હું આશા સંગ વિલુધ્ધો, તું નિશ્ચળ હું ચલ તું સુદ્ધો, હું આચરણે ઉંધો, હો પ્રભુજી૦ ૩ તુજ સ્વભાવથી અવળાં મહારાં, ચરિત્ર સકળ જગે જાણ્યાં; એવા

અવગુણ મુજ અતિ ભારી, ન ઘટે તુજ મુખ આણ્યા હો, પ્રભુજી૦ ૩ પ્રેમ નવલ જો હોય સવાઈ, વિમલનાથ મુખ આગે, કાન્તિ કહે ભવરાન ઉતરતા, તો વેળા નવિ લાગે હો પ્રભુજી! મુજ અવગુણ મત દેખો ૫

## શ્રી શાતિનાથ જિન સ્તવન

સુણુ દયાનિધિ! તુજ પદપકજ મુજ મનમધુકર લીનો, તુ તો રાત દિવસ રહે સુખભીનો, ાાસુણુ૦ાા એ આકણી ાા પ્રભુ અચિરામાતાનો જાયો, વિશ્વસેન ઉત્તમ કુલ આયો, એક ભવમા દોય પદવી પાયો ાા સુણુ૦ ાા ૧ ાા પ્રભુ ચક્રી જિનપદનો ભોગી, શાતિ નામ થકી થાય નિરોગી, તુજ સમ અવર નહીં દુજો યોગી ાા સુણુ૦ ાા૨ાા ષટ ખડ તણો પ્રભુ તુ ત્યાગી, નિજ આતમઋદ્ધિતણો રાગી, તુજ સમ અવર નહીં વૈરાગી ાા સુણુ૦ ાા૩ાા વડવીર થયા સજમધારી, લહે કેવળ દુગ કમળા સારી, તુજ સમ અવર નહીં ઉપકારી ાા સુણુ૦ ાા ૪ ાા પ્રભુ મેઘરથ ભવ ગુણ ખાણી, પારેવા ઉપર કરૂણા આણી, નિજ શરણે રાખ્યો સુખખાણી ાા સુણુ૦ ાાપાા પ્રભુ કર્મકટક ભવભય ટાળી, નિજ આતમગુણને અજુવાળી, પ્રભુ પામ્યા શિવવધૂ લટકાળી સુણુ૦ ાા ૬ ાા સાહેબ એક મુજરો માનીજે, નિજ સેવક ઉત્તમ પદ દીજે, રૂપ કીર્તિ કહે તુજ જીવવિજે ાા સુણુ૦ ાા૭ાા

( રાગ—નારગ )

હમ મગન ભયે પ્રભુ ધ્યાનમે ધ્યાનમે, ધ્યાનમે ધ્યાનમે-હમ મગન૦ બિસર ગઈ દુવિધા તન મનકી,

અચિરાસુત ગુન ગાનમેં ॥ હમ૦ ॥ ૧ ॥ હરિ હર બ્રહ્મ પુરંદરકી ઋદ્ધિ, આવત નહિ કોઉ માનમેં; ચિદાનંદકી મોજ મચી હૈ, સમતા–રસકે પાનમેં ॥ હમ૦ ॥ ૨ ॥ ઈતને દીન તૂં નાહિ પિછાન્યો, મેરો જનમ ગયો સો અજાનમેં; અબ તો અધિકારી હોઈ બૈઠે, પ્રભુ ગુન અખય ખજાનમેં ॥ હમ૦ ॥ ૩ ॥ ગઈ દીનતા સબહી હમારી, પ્રભુ! તુજ સમકિત દાનમેં; પ્રભુ ગુન અનુભવ રસ કે આગે, આવત નહિ કોઉ માનમેં ॥ હમ૦ ॥ ૪ ॥ જિનહી પાયા તિનહી છીપાયા, ન કહો કોઉકે કાનમેં; તાલી લાગી જબ અનુભવકી, તબ જાને કોઈ સાનમેં ॥ હમ૦ ॥ ૫ ॥ પ્રભુ ગુન અનુભવ ચંદ્રહાસ જ્યોં, સો તો ન રહે મ્યાનમેં, વાચક જસ કહે મોહ મહા અરિ, જીત લીયો મેદાનમેં ॥ હમ૦ ॥ ૬ ॥

## શ્રી શાંતિનાથ જિન સ્તવન

શાંતિ જિનેશ્વર સાહિબા રે, શાંતિ તણા દાતાર; અંતરજામી છો માહરા રે, આતમના આધાર ॥ શાંતિ૦ ॥ ૧ ॥ ચિત્ત ચાહે પ્રભુ ચાકરી રે, મન ચાહે મળવાને કાજ; નયન ચાહે પ્રભુ નીરખવાં રે, દ્યો દરિસણ મહારાજ ॥ શાંતિ૦ ॥ ૨ ॥ પલક ન વિસરો મન થકી રે, જેમ મોરા મન મેહ; એક પખો કેમ રાખીએ રે રાજ કપટનો નેહ ॥ શાંતિ૦ ॥ ૩ ॥ નેહ નજરે નિહાળતાં રે, વાધે બમણો વાન; અખૂટ ખજાનો પ્રભુ તાહરો રે, દીજીએ વાંછિત દાન ॥ ૪ ॥ આશ કરે જે કોઈ આપણી રે, નવિ મૂકીએ નિરાશ; સેવક

જાણીને આપનો રે, દીજીએ તાસ વિલાસ ॥ શાંતિ૦ ॥૫॥ દાયકને દેતા થકા રે, ક્ષણ નવિ લાગે વાર, કાજ સરે નિજ દાસના રે, એ મ્હોટો ઉપકાર ॥ શાતિ૦ ॥ ૬ ॥ એવુ જાણીને જગધણી રે, દિલમાહી ધરજો પ્યાર, રૂપવિજય કવિ રાયનો રે, મોહન જય જયકાર ॥ શાતિ૦ ॥ ૭ ॥

## શ્રી શાતિનાથજિન સ્તવન

મ્હારો મુજરો લ્યોને રાજ, સાહિબ શાતિ સલૂણા એ આકણી
અચિરાજીના નદના તોરે, દર્શન હેતે આવ્યો,
સમતિક રીઝ કરોને સ્વામી, ભક્તિ ભેટણુ લાવ્યો. મહારો૦ ૧

દુ ખભ જન છે બિરૂદ તુમારુ, અમને આશા તુમારી,
તુમે નિરાગી થઈને છૂટો, શી ગતિ હોશે અમારી મ્હારો૦ ૨

કહેશે લોક ન તાણી કહેવુ, એવડુ સ્વામી આગે,
પણ બાલક જો બોલી ન જાણે, તો કેમ વ્હાલો લાગે મ્હારો૦ ૩

મ્હારે તો તુ સમરથ સાહિબ, તો કિમ ઓછુ માનુ,
ચિંતામણિ જેણે ગાઠે બાધ્યુ, તેહને કામ કિશ્યાનુ મ્હારો૦ ૪

અધ્યાતમ રવિ ઉગ્યો મુજ ઘટ, મોહ તિમર હયુ જુગતે,
વિમળવિજય વાચકનો સેવક, રામ કહે શુભ ભગતે મ્હારો૦ ૫

## શ્રી શાતિનાથજિન સ્તવન

શાતિ જિનેશ્વર સાચો સાહિબ, શાતિકરણ ઈન કલિમે, હો જિનજી! તુ મેરા મનમે, તુ મેરા દિલમે, ધ્યાન ધરુ પલ પલમે સાહેબજી. તુ મેરા૦ ૧

ભવમાં ભમતાં મેં દરિસણ પાયો, આશા પૂરો એક પલમેં હો જિનજી તું મેરા૦ ૨.

નિરમલ જ્યોત વદન પર સોહે, નિકસ્યોજી ચંદ્ર વાદળમેં હો જિનજી તું મેરા૦ ૩

મેરો મન તુમ સાથે લીનો, મીન વસે જ્યું જળમેં હો જિનજી. તું મેરા૦ ૪

જિનરંગ કહે પ્રભુ શાંતિ જિનેશ્વર, દીઠોજી દેવ સકળમેં હો જિનજી. તું મેરા૦ ૫

## શ્રી શાંતિનાથજિન સ્તવન

સુણો શાંતિ જિણંદ સોભાગી હું તો થયો છું તુમ ગુણરાગી;
તુમે નિરાગી ભગવંત, જોતાં કિમ મળશે તંત. સુ૦ ૧

હું તો ક્રોધ કષાયનો ભરિયો, તું તો ઉપશમરસનો દરિયો;
હું તો અજ્ઞાને આવરીયો, તું તો કેવલ–કમલા વરિયો. સુ૦ ૨

હું તો વિષયારસનો આશી, તેં તો વિષયા કીધી નીરાશી;
હું તો કર્મના ભારે ભાર્યો, તેં તો પ્રભુ ભાર ઉતાર્યો. સુ૦ ૩

હું તો મોહતણે વશ પડીયો, તેં તો સબળા મોહને હણીયો;
હું તો ભવસમુદ્રમાં ખૂંચ્યો, તું તો શિવમંદિરમાં પહોંચ્યો. સુ૦ ૪

મારે જન્મ મરણનો જોરો, તેં તો તોડ્યો તેહનો દોરો;
મારો પાસે ન મેલે રાગ, તમે પ્રભુજી થયા વીતરાગ. સુ૦ ૫

મને માયાએ મૂકયો પાશી, તું તો નિરબંધન અવિનાશી;
હું તો સમકિતથી અધૂરો, તું તો સકલ પદારથે પૂરો. સુ૦ ૬

મારે છો તુંહિ પ્રભુ એક, ત્હારે મુજ સરિખા અનેક;

હુ તો મનથી ન મૂકુ માન, તુ તો માન રહિત ભગવાન સુ૦ ૭
મારૂ કીધુ કશુ નવિ થાય, તુ તો રઙને કરે રાય,
એક કરો મુજ મહેરબાની, મારો મુજરો લેજો માની સુ૦ ૮
એક વાર જો નજરે નીરખો, તો કરો મુજને તુમ સરીખો,
જો સેવક તુમ સરીખો થાશે, તો ગુણ તમારા ગાશે સુ૦ ૯
ભવોભવ તુમ ચરણની સેવા, હુ તો માગુ છુ દેવાધિદેવા,
સામુ જુઓને સેવક જાણી, એવી ઉદય રતનની વાણી સુ૦ ૧૦

## શ્રી શાતિનાથ જિન સ્તવન

શાતિજીનુ મુખડુ જોવા ભણીજી, મનડુ રે લોભાય,
ચિત્તડુ જાણે રે ઊડી મલુ જી, પણ પ્રભુ કેમરે મલાય શાતિ૦ ૧
દેવે ન દીધી મુજને પાખડીજી, આવુ હુ કેમરે હજૂર,
પણ પ્રભુ જાણજો વદનાજી, આતમરામ સનૂર શાતિ૦ ૨
ગજપુરી નગરીનો રાજીઓજી, અચિરાદેવી નદન એહ,
જિમરે પારેવડો રાખીયોજી, તિમ પ્રભુ રાખજો નેહ શાતિ૦ ૩
મસ્તકે મુગટ સોહામણોજી, કાને કુંડલ શ્રીકાર,
બાહે બાજુબધ બેરખાજી, કઠડે નવસગો હાર શાતિ૦ ૪
આજ મળે રે દિન ઉગીયોજી, દુધડે વૂઠડા મેહ,
વાચક સહજસુદર તણોજી, નિત્ય લાભ પ્રભુ ગુણગેહ શાતિ૦ ૫

## શાતિનાથ જિન સ્તવન

( રાગ–ભીમ પલાસ )

શ્રીશાતિ જિનેશ્વર દીઠો રે, મારા મનમા લાગ્યો મીઠોરે,
આજ મુખડુ એનુ જોતાંરે, મારા નયન થયા પનોતારે ૧

જે નજર માંડી એને જોશેરે, તે તો ભવની ભાવઠ ખોશે રે;
એહનું રૂપ જોઇ જે જાણે રે, તેને સુરવર સહુ વખાણે રે. ૨

એ તો સાહિબ સયાણોરે, મુને લાગે એહશું તાનોરે;
એતો શિવસુંદરીનો રસીયો રે, મારા નયણાંમાંહે વસીયોરે. ૩

મેં તો સગપણ એહશું કીધું રે, હવે સઘલું કારજ સીધુંરે;
એતો જીવન અંતરજામી રે, નિરંજન એ બહુ નામી રે. ૪

ઘણું શું એહને વખાણું રે, હું તો જીવનો જીવન જાણું રે;
ઘણું જે એહને મળશે રે, તેતો માણસમાંથી ટળશે રે. ૫

મનડા જેણે એહ શું માંડયોરે, તેણે ઋદ્ધિવંત ઘર છાંડયો રે;
આગે જેણે એ ઉપાસ્યો રે, તેણે શિવસુખ કરતલ વાર્યોરે. ૬

આશિક જે એહના થાય રે, તેણે સંસારમાં ન રેવાયરે;
ગુણ એહના જે ઘણું ગાશે રે, તેતો આખર નિર્ગુણ થાશેરે. ૭

મેંતો માંડી એહશું માયા રે, મુને ન ગમે બીજાની છાયારે;
ઉદયરત્ન મુનિ એમ બોલેરે, કોઈ નાવે એહની તોલેરે. ૮

## શ્રી અરનાથ જિનના સ્તવન

મ્હેં તો આણા વહેસ્યાંજી, મ્હારા રે સાહિબારી
મ્હેં તો આણા વહેસ્યાંજી-આંકણી.

આણા વહેસ્યાં ભક્તિ કરેસ્યાં, રહેસ્યાં નયન હજૂર;
અરજિન આગળ અરજ કરંતાં, લહસ્યાં સુખ મહમૂર.
મ્હેં૦ ૧

[૧]એકને છંડી બેને [૨]ખંડી, [૩]ત્રણચ્યુ તોડી નેહ,
[૪]ચારજણા શિર ચોટ કરીશું, [૫]પણનો આણી છેહ મ્હે૦ ૨

[૬]છ [૭]સત [૮]અડ [૯]નવ [૧૦]દશને ટાલી,
અજુઆલી [૧૧]અગીયાર,
[૧૨]બાર જણાનો આદર કરીશું, [૧૩]તેરનો કરી પરિહાર
મ્હે૦ ૩

[૧૪]પણ [૧૫]અડ [૧૬]નવ [૧૭]દશ [૧૮]સત્તર પાલી,
[૧૯]સત્તાવીશ ધરી સાથ,
[૨૦]પચવીશ જણસ્યુ પ્રીતિ કરીશું,
[૨૧]ચાર ચતુર કરી હાથ મ્હે૦ ૪

[૨૨]બત્રીશ [૨૩]તેત્રીશ ને [૨૪]ચોરાશી,
[૨૫]ઓગણીશ દૂર નિવારી,
[૨૬]અડતાલીશનો સંગ તજીશું,
[૨૭]એકાવન દીલધારી મ્હે૦ ૫

---

૧-અસંયમ ૨-રાગદ્વેષ ૩-ત્રણ દંડ ૪-ચાર કષાય
૫-પાંચમિથ્યાત્વ ૬-છકાયની હિંસા ૭-સાતભય
૮-આઠમદ ૯-નવનિયાણા ૧૦-કામની દશ અવસ્થા
૧૧-અગીઆર શ્રાવકની પ્રતિમા ૧૨-બાર ભાવના ૧૩-તેર કાઠિયા
૧૪-પાંચ મહાવ્રત ૧૫-આઠ પ્રવચન માતા ૧૬-નવબ્રહ્મચર્યની ગુપ્તિ
૧૭-દશયતિધર્મ ૧૮-સત્તર પ્રકાર સંયમ ૧૯-સત્તાવીશ સાધુના ગુણ
૨૦-પાંચ મહાવ્રતની પચીશ ભાવના ૨૧ ચાર મૈત્ર્યાદિભાવના
૨૨-બત્રીશ સામાયિકના દોષ ૨૩-તેત્રીશ ગુરુની આશાતના
૨૪-ચોરાશી જિનાદિકની આશાતના ૨૫-ઓગણીશ કાઉસ્સગ્ગના
દોષ ૨૬-અડતાલીશ નિર્યુક્તિના ભેદ ૨૭-એકાવન જ્ઞાનના ભેદ,

[૨૮]વીશ આરાધી [૨૯]બાવીશ બાંધી, [૩૦]ત્રેવીશનો કરી ત્યાગ;
ચોવીશ જિનનાં ચરણ નમીને,
પામશું ભવજલતાગ. મ્હે૦ ૬

ધ્યાતા ધ્યેય ને ધ્યાન સ્વરૂપે, તનમન તાન લગાય;
ક્ષમાવિજય કવિ પદકજ મધુકર,
સેવક જિન ગુણ ગાય. મ્હે૦ ૭

卐

## ભોયણીજી સંડન શ્રી મલ્લિનાથ જિન સ્તવન

જિનરાજા તાજા મલ્લિ બિરાજે ભોયણી ગામમેં. ટેક.

દેશ દેશકે જાત્રુ આવે, પૂજા સરસ રચાવે;
મલ્લિ જિનેશ્વર નામ સમરકે, મન વાંછિત ફલ પાવેજી. જિન૦ ૧

ચતુરવરણકે નરનારી મિલ, મંગલ ગીત કરાવે;
જય જયકાર પંચ ધ્વનિ વાજે, શિર પર છત્ર ધરાવેજી. જિન૦ ૨

હિંસક જન હિંસા તજી પૂજે, ચરણે શીશ નમાવે;
તૂં બ્રહ્મા તૂં હરિ શિવશંકર, અવર દેવ નવિ ભાવેજી. જિન૦ ૩

કરુણારસભરે નયન કચોલે, અમૃત રસ વરસાવે;
વદન ચંદચકોર જ્યું નિરખી તન મન અતિ ઉલ્લસાવેજી. જિન૦ ૪

આતમરાજા ત્રિભુવન તાજા, ચિદાનંદ મન ભાવે;
મલ્લિજિનેશ્વર મનહર સ્વામી, તેરા દરસન સુહાવેજી. જિન૦ ૫

---

૨૮–વીશસ્થાનક. ૨૯–બાવીશ પરિસહ. ૩૦–પાંચ ઇન્દ્રિયના ત્રેવીશ વિષય.

## શ્રી મુનિસુવ્રત જિન સ્તવન

( રાગ-પ્રભુજી મુજ અવગુણ મત દેખો )

મુનિસુવ્રત મન મોહ્યુ મારૂ,
શરણ હવે છે તમારૂ રે, પ્રાત સમયે હુ જ્યારે જાગુ,
સ્મરણ કરૂ છુ તમારૂ, હો જિનજી, તુમ મૂર્તિ મનહરણી,
ભવસાયર જલ તરણી હો જિનજી તુજ મૂર્તિ૦ ૧

આપ ભરોસો આ જગમા છે, તારો તો ઘણુ સારૂ રે,
જન્મ જરા મરણો કરી થાકયો, આશરો લીધો છે મે તારો હો
જિનજી૦ ૨

ચુ ચુ ચુ ચીડીયા બોલે, ભજન કરે છે તમારૂ,
મૂર્ખમનુષ્ય પ્રમાદે પડયો રહે, નામ જપે નહિ તારૂ હો
જિનજી૦ ૩

ભેળા થતાં બહુ શોર સુણુ હુ કોઇ હસે રૂવે કોઈ ન્યારૂ રે,
સુખીઓ થતાં દુખીયો રૂવે રે, અકલગતિએ વિચારૂ હો
જિનજી૦ ૪

ખેલ ખલકના બધ નાટકના, કુટુંબ કબીલો હુ જાણુ,
ત્યા સુધી સ્વાર્થ ત્યા સુધી ગર્વ, અત સમયે સહુ ન્યારૂ હો
જિનજી૦ ૫

માયાજાળતણી નેહ જાણી, જગત લાગે છે ખારૂ રે,
ઉત્પરત્ન કહે એમ પ્રભુ તારૂ શરણુ લહ્યુ છે તુમારૂ,
હો જિનજી તુજ મૂર્તિ મનહરણી ૬

***

# શ્રી નેમિનાથ જિન સ્તવન

પરમાતમ પૂરણકલા, પૂરણગુણ હો પૂરણ જન આશ;
પૂરણ દ્રષ્ટે નિહાળીએ, ચિત્ત ધરીએ હો અમચી અરદાસ-
પરમા૦ ૧

સર્વ-દેશ-ઘાતી સહુ-અઘાતી હો કરી ઘાત દયાળ!
વાસ કિયો શિવમંદિરે, મોહે વિસરી હો ભમતો જગજાળ-
પરમા૦ ૨

જગતારક પદવી લહી, તાર્યા સહિ હો અપરાધી અપાર;
તાત ! કહો મોહે તારતાં, કિમ કીની હો ઇણ અવસર વાર?
પરમા૦ ૩

મોહ મહામદ છાકથી, હું છકિયો હો નવિ સૂધ લગાર;
ઉચિત સહિ ઇણે અવસરે, સેવકની હો કરવી સંભાળ-
પરમા૦ ૪

મોહ ગયે જો તારશો, તિણ વેલા હો કહાં તુમ ઉપગાર?
સુખવેળા સજ્જન ઘણાં, દુઃખવેળા હો વિરલા સંસાર-
પરમા૦ ૫

પણ તુમ દરિશણ યોગથી, થયો હૃદયે હો અનુભવ પરકાશ;
અનુભવઅભ્યાસી કરે, દુઃખદાયી હો સહુ કર્મ વિનાશ-
પરમા૦ ૬

કર્મકલંક નિવારીને, નિજ રૂપે હો રમે રમતા રામ;
લહત અપૂરવ ભાવથી, ઈણ રીતે હો તુમ પદ વિશરામ-
પરમા૦ ૭

ત્રિકરણ-યોગે વિનવુ, સુખદાયી હો શિવાદેવીના નંદ! ચિદાનંદ મનમે સદા, તુમે આપો હો પ્રભુ! નાણદિણંદ- પરમા૦ ૮

## શ્રી નેમિનાથ જિન સ્તવન

મે આજે દરિસણ પાયા, શ્રી નેમિનાથ જિનરાયા પ્રભુ શિવાદેવીના જાયા, પ્રભુ સમુદ્રવિજય કુલ આયા, કર્મો કે ફંદ છોડાયા, બ્રહ્મચારી નામ ધરાયા, જીને તોડી જગતકી માયા જીને૦ મે૦ ૧ રૈવતગિરિ મંડનરાયા, કલ્યાણક તીન સોહાયા, દીક્ષા કેવલ શિવરાયા, જગતારક બિરૂદ ધરાયા, તુમ બેઠે ધ્યાન લગાયા તુમ૦ ૨ અબ સુનો ત્રિભુવન-રાયા, મે કર્મો કે વશ આયા મે ચતુર્ગતિ ભટકાયા, મે દુઃખ અનંતા પાયા, તે ગીનતી નહિ ગણાયા તે ગીન૦ મે૦ ૩ મે ગર્ભાવાસમે આયા, ઊંધે મસ્તક લટકાયા, આહાર અરસ વિરસ ભુક્તાયા, એમ અશુભ કરમ ફલ પાયા, ઇણ દુઃખસે નાહીં મુકાયા ઈણ૦ મે૦ ૪ નરભવ ચિંતામણિ પાયા, તબ ચાર ચોર મીલ આયા, મુજે ચૌટેમે લૂટ ખાયા, અબ સાર કરો જિનરાયા, કિસ કારણ દેર લગાયા કિસ૦ મે૦ ૫ જિણે અંતરગતમે લાયા, પ્રભુ નેમિ નિરંજન ધ્યાયા, દુઃખ સંકટ વિઘન હટાયા, ને પરમાનંદ પદ પાયા, ફિર સંસારે નહિ આયા ફિર૦ મે૦ ૬ મે દૂર દેશસે આયા, પ્રભુ ચરણે શીષ નમાયા, મે અરજ કરી સુખદાયા, તુમે અવધારો મહારાયા, એમ વીરવિજય ગુણ ગાયા એમ૦ મે૦ ૭

❀

## શ્રી નેમનાથ ભગવાનનું સ્તવન

સહસાવન જઇ વસીએ, ચાલોને સખી સહસાવન જઇ વસીએ;
ઘરનો ધંધો કબુઅ ન પૂરો, જો કરીએ અહોનિશિ એઃ
પીયરમાં સુખ ઘડિય ન દીઠું, ભય કારણ ચઉદિશિ એ. ચાલો૦ ૧

નાથ વિહુણા સયલ કુટુંબી, લજ્જા કિમપિ ન પસીએ;
ભેગા જમીએ ને નજર ન હિંસે, રહેવું ઘોર તમસીએ. ચાલો૦ ૨

પિયર પાછળ છળ કરી મેલ્યું, સાસરીએ સુખ વસીયે;
સાસુડી તે ઘર ઘર ભટકે, લોકને ચટકે ડસીયે. ચાલો૦ ૩

કહેતા સાચું આવે હાંસું, ભુંશીએ મુખ લેઇ મશીએ;
કંત અમારો બાળો, ભોળો, જાણે ન અસિ મસી કસીએ. ચા૦ ૪

જુઠા બોલી કલહણ શીલા, ઘર ઘર શુની જ્યું ભસીયે;
એ દુઃખ દેખી હઈડું મુંઝે, દુર્જનથી દૂર ખસીયે. ચાલો૦ ૫

રૈવતગિરિનું ધ્યાન ન ધર્યું, કાળ ગયો હસમસીયે;
શ્રી ગિરનારે ત્રણ કલ્યાણક, નેમિ નમન ઉલ્લસીએ. ચાલો૦ ૬

શિવ વરશે ચોવીશ જિનેશ્વર, અનાગત ચઉવીસીએ;
કૈલાસ ઉજ્જયંત રૈવત કહીએ, શરણગિરિને ફરસીએ. ચાલો૦ ૭

ગિરનાર નંદાભદ્ર એ નામે, આરે આરે છ બ્રવીશીએ;
દેખી મહીતલ મહિમા મોટો, પ્રભુ ગુણ જ્ઞાન વરસીયે. ચાલો૦ ૮

અનુભવ રંગ વધે તેમ પૂજો, કેશર ઘસી ઓરસીએ;
ભાવસ્તવ સૂત કેવળ પ્રગટે, શ્રી શુભવીર વિલસીએ. ચાલો૦ ૯



## શ્રી નેમિનાથ જિન સ્તવન

નંદા થઇ શિવનંદા જન્મ્યા, ભક્તિ કરી હુલરાવે, હો નેમ! ઘુઘરી રે તારી ઘમઘમ ગાજે, રાજા થઈ રાજા રાજ દીપાવે, પાંચ વરસના થાશે હો નેમ૦ ૧

ઉગ્રસેન રાય ઘરે વિવાહ થાશે, જાદવ જાન લઈ આવશે હો નેમ૦ ફોજ દેખીને સામૈયુ ટહુકે, હરિ કૃષ્ણ હૈયડામાં હરખે હો નેમ૦ ૨

ગોખે તે બેઠી રાજુલ નીરખે, માથે સોનેરી અરખે હો નેમ૦ નેમજી સાલાને તેડીને પૂછે, તમ ઘર કેવો આચાર હો નેમ૦ ૩

આજ રાતે રે બેની રાજુલ પરણે, પશુડાનો કરશું પકવાન હો નેમ૦ તોરણ આવી રથ પાછા વળીયા, ઉગ્રસેન આડા ફરીયા હો નેમ૦ ૪

છપ્પન ક્રોડ જાદવ પરણીને વળીયા, નેમજી વગર પરણે વળીયા, હો નેમ૦ આઠ ભવ નેમજી ભેગા ચાલ્યા, નવમે ભવે મૂકી જાશે હો નેમ૦ ૫

નેમજીનો ઘોડો ગિરનાર ચઢયો, રાજુલ શિયલ વ્રત ઢળીયો, હો નેમ૦ રૂપચંદ કહે નાથ નિરંજન, આપો વરસી દાન હો નેમ! ઘુઘરી રે તારી૦ ૬

## શ્રી નેમિનાથજીનું સ્તવન

રાજુલ ઉભી મેડીએ, જપે જોડીને હાથ,
કામણગારા કંથજી, તોરણ આવેને નાથ,
અરજ સુણો નેમનાથજી ૧

મુખ મટકાલું તાહરૂં, અણીયારા લોચન;
મોહનગારી મૂરતિ, મોહ્યું માહરૂં મન,
અરજ સુણો નેમનાથજી. ૨

વ્હાલા કેમ રહ્યા વેગળા, તોરણ ઉભાં આપ;
પૂર્વ પુન્યે મેળ્યો આવો આજ બનાવ,
અરજ સુણો નેમનાથજી. ૩

એવે સહુ પશુએ મલી, કીધો સઘળો શોર;
છોડાવી પાછા વળ્યા, રાજુલ ચિત્તહું મ ચોર.
અરજ સુણો નેમનાથજી. ૪

સહસાવનમાંહે જઈ, સહસ પુરુષ સંગાથ;
સર્વે નારી વિરતિ મલી, આપણ સરણી જાત,
અરજ સુણો નેમનાથજી. ૫

પંચાવનમેં દહાડે, પામ્યા કેવળજ્ઞાન;
લોકાલોક પ્રકાશતા, જાણે ઉગ્યો ભાણ,
અરજ સુણો નેમનાથજી. ૬

રાજુલ આવી રંગશું, લાગી પ્રભુને પાય;
મુજને મેલી એકલી, કેમ શિવમંદિર જાય,
અરજ સુણો નેમનાથજી. ૭

વીતરાગ ભાવે વર્યા, સંયતે લ્યો જિનહાથ;
શિવમંદિરે ભેગા થયા, અવિચલ બેઉનો સાથ.
અરજ સુણો નેમનાથજી. ૮

વાચક રામવિજય કહે, સ્વામી સુણો અરદાસ,
રાજુલ જેમ તારી તુમે, તેમ તારો ને હુ દાસ
અરજ સુણો નેમનાથજી ૯

## શ્રી નેમનાથજીનુ સ્તવન

નેમ જિણુદ જુહારીએ, ઉજ્જવલ ગઢ ગીરનારો જી,
બલવત જિન બાવીશમો, ભલે ભેટચો ભગવતો જી.
નેમ જિણુદ જુહારીએ ૧

શ્યામ વરણ સોહામણો, મુખ મોહે પુનમચદો જી,
યાદવ વશ જગ જયો, જેહને સેવે સુરનર ઇદો જી નેમ૦ ૨

પશુડા દેખી પાછા વલ્યા, દીલ દયા બહુ આણી જી,
જાલ વિષય જપી કરી, તજી રાજેમતિ રાણી જી નેમ૦ ૩

સમુદ્રવિજય સુત સુખકરૂ, માતા શિવાદેવી મલ્હારો જી,
દાન સવચ્છરી દઈ કરી, પહોતા ગઢગિરનારો જી નેમ૦ ૪

ચોપ્પન દિન ચોખે ચિત્તે, પ્રભુ મૌનપણે તપ કીધુ જી,
કર્મ ખપાવી કેવલ લહ્યુ, જગમા બહુ યશ લીધુ જી નેમ૦ ૫

સમવસરણ સુરપતિ રચ્યુ, આણી મન આણદો જી,
ત્રિગડો તેજે ઝગમગે, તિહા નાટક નવનવા છદો જી નેમ૦ ૬

યોજન ભૂમિ જગતગુરુ, ઉચ્ચરે અમૃત વાણી જી,
ભવોદધિ શોષણ ભયહરે, જેહના ગુણ ગાવે ઇદ્રાણી જી નેમ૦ ૭

વિધિ હરણ નિત્ય વાદીએ, રાણી રાજેમતિ ભરથારો જી,
દુખ દારિદ્ર દૂરે હરે, ઉતારો ભવપારો જી નેમ૦ ૮

એમ મહીમંડળ વિચરંતા, અનેક જીવ ઉદ્ધાર્યા જી;
સાથે બહુ પરિવારશું, મુક્તિ મહેલે પધાર્યા જી. નેમ૦ ૯

સંવત સતર અગીયારોત્તરે, આસો બીજ અજવાલી જી;
કહે જિનદાસ યાત્રા કીજે, નેમ હુઆ દીઓ તાલી જી. નેમ૦ ૧૦

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનું સ્તવન

પાર્શ્વ પ્રભુ શંખેશ્વરા શંખેશ્વરા, મુજ દરિસણ વેગે દીજે રે;
તુજ દરિસણ મુજ વાલહો, જાણે અહોનિશ સેવા કીજે રે. પા૦ ૧

રાત દિવસ સુતા જાગતા, મુજ હૈયે ધ્યાન તમારૂં;
જીભ જપે તુજ નામને, તવ ઉલ્લસે હૈયું મારૂં રે. પા૦ ૨

દૈવ દીયે જો પાંખડી, તો આવું તુમ હજુર;
મુજ મન કેરી વાતડી, કાંઇ દુઃખડા કીજે દુર રે. પા૦ ૩

તું પ્રભુ આતમ માહરો, પ્રાણ જીવન મુજ દેવ;
સંકટચૂરણ તું સદા, મુજ મહેર કરો નિત્યમેવ રે. પા૦ ૪

કમળ સુરજ જેમ પ્રીતડી, જેમ પ્રીતિ બપૈયા મેહ;
દુર થકી તમે રાખજો, મુજ ઉપર અધિકો સ્નેહ રે. પા૦ ૫

સેવકની આ વિનતિ, અવધારી સુનજરે કીજે;
લબ્ધિવિજય કવિ પ્રેમને, મુજ અવિચળ સુખડા દીજે રે. પા૦ ૬

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન

સદા આનંદ નયન મેરે, ભેટીઆ ભગવાન રે;
પાર્શ્વ સ્થંભણ ભુવનમંડણ, તીર્થ તિલક સમાન રે. સદા૦ ૧

સપ્ત ફણમણિ મુગટ મંડિત, તેજ ઝાકઝમાલ રે;
કાંતિ મરકત રત્ન સરિખી, મૂર્તિ અતિ સુકુમાળ રે. સદા૦ ૨

કૃષ્ણ પણ મોહતિમિર હઠાવે, એહ અચરિજ ઠાણ રે,
વીતરાગ છે તુહી જનનો, ચિત્તરજન આણુ રે સદા૦ ૩

અશ્વસેનનરિંદનંદન, જાસ વામા માત રે,
પરમજ્યોતિ સ્વરૂપ પ્રગટે, ગુણ અનંત વિખ્યાત રે સદા૦ ૪

તુહિં અવર્ણી વર્ણી સર્વનો, ધ્યાનભેદે હોય રે,
તુહી જ ગુણધામી રામી, લેહ અવર ન કોય રે સદા૦ ૫

પરમપુરુષ પુરૂહુત પ્રણમતા, પ્રબલ પુન્ય પસાય રે,
જ્ઞાનવિમલ જિણંદ સેવા, ભવજલે લહીએ નાવ રે સદા૦ ૬

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન

રાતા જેવા ફૂલડા ને, શામળ જેવો રંગ, આજ તારી આગીનો કાંઈ રૂડો બન્યો રંગ, પ્યારા પાસજી હો લાલ, દીનદયાળ મુને નયણે નિહાલ ૧ જોગીવાડે જાગતો ને, માતો ધિંગડમલ્લ, શામળો સોહામણો કાંઇ, જીત્યા આઠે મલ્લ પ્યારા૦ ૨ તું છે મારો સાહિબો ને, હું છું તારો દાસ, આશા પૂરો દાસની કાંઇ, સાભળી અરદાસ પ્યારા૦ ૩ દેવ સઘળા દીઠા તેમાં, એક તું અવલ્લ, લાખેણું છે લટકું તાહરૂં, દેખી રીઝે દિલ્લ પ્યારા૦ ૪ કોઇ નમે પીરને ને, કોઇ નમે રામ, ઉદયરત્ન કહે પ્રભુ, મારે તુમશું કામ પ્યારા૦ ૫

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન

સમય સમય સો વાર સંભારૂં, તુજશું લગની જોર રે,
મોહન મુજરો માની લીજે, જ્યું જલધર પ્રીતિ મોર રે–સ૦ ૧

માહરે તન ધન જીવન તુંહી, એહમાં જૂઠ ન માનો રે,
અંતરજામી જગજનનેતા, તું કીહાં નથી છાનો રે–સ૦ ૨

જેણે તુજને હિયડે નવિ ધ્યાયો, તાસ જનમ કુણ લેખે રે;
કાચે રાચે તે નર મૂરખ, રતનને દૂર ઉવેખે રે–સ૦ ૩

સુરતરુ છાયા મૂકી ગહરી, બાઉલ તળે કુણ બેસે રે;
તાહરી ઓલગ લાગે મીઠી, કીમ છોડાય વિશેષરે–સ૦ ૪

વામાનંદન પાસ પ્રભુજી, અરજી ચિત્તમાં આણો રે;
રૂપ વિબુધનો મોહન પભણે, નિજ સેવક કરી જાણો રે–સ૦ ૫

## શ્રી અંતરિક્ષ પાર્શ્વનાથ જિન સ્તવન

પરમાતમ ! પરમેસરૂ ! જગદીશ્વર ! જિનરાજ,

જગબંધવ ! જગભાણ ! બલિહારિ તુમ તણી, ભવ–જલધિમાંહિ જહાજ ॥ ૧ ॥ તારક વારક મોહનો, ધારક નિજ ગુણ ઋદ્ધિ; અતિશયવંત ભદંત રૂપાળી શિવવધૂ , પરણી લહી નિજ સિદ્ધિ ॥ ૨ ॥ જ્ઞાન દર્શન અનંત છે, વળી તુજ ચરણ અનંત; એમ દાનાદિ અનંત ક્ષાયિક ભાવે થયા, ગુણ તે અનંતા અનંત ॥ ૩ ॥ બત્રીસ વર્ણ સમાય છે, એક જ શ્લોક મોઝાર; એક વરણ પ્રભુ ! તુજ ન માયે જગતમાં, કેમ કરી થુણીએ ઉદાર ? ॥ ૪ ॥ તુજ ગુણ કોણ ગણી શકે ? જો પણ કેવળ હોય; આવિર્ભાવથી તુજ સયલ ગુણ માહરે, પ્રચ્છન્ન ભાવથી જોય ॥ ૫ ॥ શ્રી પંચાસરા પાસજી !, અરજ કરૂં એક તુજ; આવિર્ભાવથી થાય દયાલ ! કૃપાનિધિ ! કરૂણા કીજેજી મુજ ॥ ૬ ॥ શ્રી

જિન ઉત્તમ તાહરી, આશા અધિક મહારાજ ! પદ્મવિજય
કહે એમ લહુ શિવનગરીનુ, અક્ષય અવિચલ રાજ ॥ ૭ ॥

## શ્રી પાર્શ્વનાથજિન સ્તવન

(રાગ–મારો મુજરો લ્યોને ગજ સાહેબ શાંતિ સલુણા)

મોહન મુજરો લ્યોને રાજ, તુમ સેવામા રહેશુ
વામાનદન જગદાનદન, જેહ સુધારસ ખાણી,
મુખ મટકે લોચનને લટકે, લોભાણી ઇદ્રાણી મો૦ ૧

ભવ પટણ ચિહુ દિશ ચારે ગતિ, ચોરાશી લખ ચૌટા,
ક્રોધ માન માયા લોભાદિક, ચોવટીઆ અતિ ખોટા મો૦ ૨

અનાદિ નિગોદ તે બદિખાનુ, તૃષ્ણા તોપે રાખ્યો,
સજ્ઞા ચારે ચોકી મેલી, વેદ નપુસક આકચો મો૦ ૩

મિથ્યા મહેતો કુમતિ પુરોહિત, મદન સેનાને જોરે,
લાચ લહી લખ લોક સતાપે, મોહ કદર્પને જોરે મો૦ ૪

ભવસ્થિતિ કર્મવિવર નાઠો, પુન્ય ઉદય પણ વાધ્યો,
સ્થાવર વિકલેદ્રિયપણુ ઓળગી, પચેદ્રિયપણુ લાધ્યો મો૦ ૫

માનવભવ આરજકુળ સદ્ગુરુ, વિમળ બોધ મલ્યો મુજને,
ક્રોધાદિક એ શત્રુ વિનાશી, તેણે ઓળખાવ્યો તુજને મો૦ ૬

પાટણ માહે પરમ દયાળુ, જગત વિભૂષણ ભેટ્યા,
સત્તરબાણુ શુભ પરિણામે, કર્મ કઠિન બળ મેટ્યા મો૦ ૭

સમકિત ગજ ઉપશમ અબાડી, જ્ઞાન કટક બળ કીધુ,
ખીમાવિજય જિન ચરણ રમણ સુખ, રાજ પોતાનુ લીધુ મો૦ ૮

## શ્રી પાર્શ્વનાથ સ્વામીનું સ્તવન

પ્રભુ જગજીવન જગબંધુ રે–સાંઇ સયાણો રે, તારી મુદ્રાએ મન મોહ્યુ રે–જૂઠ ન જાણો રે ॥ આંતરો ॥ તું પરમાતમ ! તું પુરૂષોત્તમ ! તું પરબ્રહ્મ સ્વરૂપી; સિદ્ધિ-સાધક સિદ્ધાંત સનાતન, તું ત્રય ભાવ પ્રરૂપી રે–સાંઇ૦ ॥ ૧ ॥ તાહરી પ્રભુતા ત્રિહું જગમાંહે, પણ મુજ પ્રભુતા મોટી; તુજ સરીખો માહરે મહારાજા, માહરે કાંઈ નહીં ખોટ રે–સાંઈ૦ ॥ ૨ ॥ તું નિર્દ્રવ્ય પરમપદવાસી, હું તો દ્રવ્યનો ભોગી; તું નિર્ગુણ હું તો ગુણધારી, હું કરમી તું અભોગી રે–સાંઇ૦ ॥ ૩ ॥ તું તો અરૂપી ને હું રૂપી, હું રાગી તું નીરાગી; તું નિરવિષ હું તો વિષધારી, હું સંગ્રહી તું ત્યાગી રે–સાંઈ૦ ॥ ૪ ॥ તાહરે રાજ નથી કોઇ એકે, ચૌદ રાજ છે માહરે; માહરી લીલા આગળ જોતાં, અધિકું શું છે તાહરે ? રે–સાંઈ૦ ॥ ૫ ॥ પણ તું મ્હોટો ને હું છોટો, ફોગટ ફૂલ્યે શું થાય ?; ખમજો એ અપરાધ અમારો, ભક્તિવશે કહેવાય રે–સાંઇ૦ ॥ ૬ ॥ શ્રી શંખેશ્વર વામાનંદન, ઉભા ઓલગ કીજે; રૂપ વિબુધનો મોહન પભણે, ચરણની સેવા દીજે રે–સાંઈ૦ ॥ ૭ ॥

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન

તારી મૂરતિનું નહીં મૂલ રે, લાગે મને પ્યારી રે,
તારી આંખડીએ મન મોહ્યું રે, જાઉં બલિહારી રે;
ત્રણભુવનનું તત્ત્વ લહીને, નિર્મલ તુંહી નિપાયો રે;
જગ સઘળો નિરખીને જોતાં, તાહરી હોડે કો નહિ આયોરે. ૧

ત્રિભુવનતિલક સમોવડ તાહરી, સુંદર સૂરતિ દીસે રે,
કોડી કંદર્પ સમ રૂપ નિહાળી, સુરનરના મન હીસે રે લાગે૦ ૨

જ્યોતિ સ્વરૂપી તું જિન દીઠો, તેહને ન ગમે બીજું કાંઈ રે,
જિહાં જઈએ ત્યાં પૂરણ સઘલે, દીસે તુંહીજ તુંહી રે લાગે૦ ૩

તુજ મુખ જોવાની રઢ લાગી, તેહને ન ગમે ઘરનો ધંધો રે,
આળપંપાળ સવિ અળગી મૂકી, તુજ શું માંડયો પ્રતિબંધો રે
લાગે૦ ૪

ભવસાગરમાં ભમતાં ભમતાં, પ્રભુ પાસ નો પામ્યો આરો રે,
ઉદયરત્ન કહે બાંહ્ય ગ્રહીને, સેવક પાર ઉતારો રે લાગે૦ ૫

## શ્રી શંખેશ્વર પાર્શ્વ જિન સ્તવન

(રાગ–મન ડોલે તન ડોલે)

(આધા આમ પધારો ગજ અમ ઘર)

અંતરજામી સુણ અલવેસર, મહિમા ત્રિજગ તુમારો,
સાંભળીને હું આવ્યો તીરે, જન્મ–મરણ–દુઃખ વારો,
સેવક અરજ કરે છે રાજ! અમને શિવસુખ આપો ૧

સહુકોના મન વંછિત પૂરો, ચિંતા સહુની ચૂરો,
એહવું બિરૂદ છે રાજ! તમારૂં, કેમ રાખો છો દૂરે સે૦ ૨

સેવકને વલવલતો દેખી, મનમાં મહેર ન ધરશો,
કરૂણાસાગર કેમ કહેવાશો? જો ઉપકાર ન કરશો સે૦ ૩

લટપટનું હવે કામ નહિ છે, પ્રત્યક્ષ દરિસણ દીજે,
ધુંઆડે ધી (રી) જું નહિ સાહિબ, પેટ પડયા પતિજે સે૦ ૪

શ્રી શંખેશ્વર મંડન સાહિબ, વિનતડી અવધારો,
કહે જિનહર્ષ મયા કરી મુજને, ભવસાગરથી તારો સે૦ ૫

## શ્રી મનમોહન પાર્શ્વનાથ જિન સ્તવન

( રાગ–ભરથરીનો )

મનમોહન પ્રભુ પાસજી, સુણો જગત આધાર જી;
શરણે આવ્યો રે પ્રભુ તાહરે, મુજ દુરિત નિવાર જી. મન૦ ૧

વિષય–કષાયના પાસમાં, ભમ્યો કાળ અનંત જી;
રાગ–દ્વેષ મહા ચોરટા, લુંટયો ધર્મનો પંથ જી. મન૦ ૨

પણ કાંઇ પૂરણ પુન્યથી, મળીયા શ્રી જિનરાજ જી;
ભવસમુદ્રમાં બુડતા, આલંબન જિમ જહાજ જી. મન૦ ૩

કમઠે નિજ અજ્ઞાનથી, ઉપસર્ગ કીધાં બહુ જાત જી;
ધ્યાનાનલ પ્રગટાવીને, કીધો કર્મનો ઘાત જી મન૦ ૪

કેવળજ્ઞાનથી દેખીયું લોકાલોક સ્વરૂપ જી;
વિજય મુક્તિપદ જઇ વર્યું, સાદિ અનંત ચિદ્રૂપ જી. મન૦ ૫

તે પદ પામવા ચાહતો, મોહન કમલનો દાસ જી;
મનમોહન પ્રભુ માહરી, પૂરજો મનની આશ જી. મન૦ ૬

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન

આવો આવો પાસજી મુજ મળીયા રે, મારા મનના મનોરથ
ફળીયા. આવો૦ એ આંકણી.

તારી મૂર્તિ મોહનગારી રે, સહુ સંઘને લાગે છે પ્યારી રે;
તમને મોહી રહ્યા સુર નરનારી. આવો૦ ૧

અલબેલી સુરત પ્રભુ તાહરી રે, તારા મુખડા ઉપર જાઉ વારી રે;
નાગ–નાગણીની જોડ ઉગારી. આવો૦ ૨

ધન્ય ધન્ય દેવાધિદેવા રે, સુરલોક કરે છે સેવા રે,
અમને આપોને શિવપુર મેવા આવો૦ ૩

તમે શિવરમણીના રસીયા રે, જઈ મોક્ષપુરીમા વસીયા રે,
મારા હૃદયકમલમા વસીયા આવો૦ ૪

જે કોઇ પાસતણા ગુણ ગાશે રે, ભવ ભવના તે પાતિક જાશે રે,
તેના સમકિત નિર્મળ થાશે આવો૦ ૫

પ્રભુ ત્રેવીશમા જિનરાયા રે, માતા વામાદેવીના જાયા રે,
અમને દરિસણ દ્યોને દયાળા આવો૦ ૬

હું તો લળી લળી લાગુ છુ પાય રે,
મારા ઉરમા તે હરખ ન માય રે,
એમ માણેકવિજય ગુણ ગાય, આવો આવો પાસજી મુજ
મળીયા રે ૭

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન

(રાગ-સખી આજ અષાઢો ઉન્નહો, સખી ઝરમર વરસે મેહ)

જીરે આજ દિવસ ભલે ઉગિયો જી, જીરે આજ થયો સુવિહાણ,
પાસ જિણેસર ભેટિયા, થયો આનદ કુશલ કલ્યાણ હો,
સાજન, સુખદાયક જાણી સદા, ભવિ પૂજો પાસ જિણદ
એ આંકણી૦ ૧

જીરે ત્રિકરણ શુદ્ધિયે ત્રિહુ સમે, જીરે નિસિહી ત્રણ સભાર,
ત્રિહુ દિશિ નિરખણ વરજીને, દીજે ખમાસમણ ત્રણ વાર હો
સાજન૦ ૨

જીરે ચૈત્યવદન ચોવિસનો, જીરે સ્વર પદ વર્ણ વિસ્તાર,

અર્થચિંતન ત્રિહું કાલના, જિનનાથ નિક્ષેપા ચાર હો.
સાજન૦ ૩

જીરે શ્રી જિનપદ ફરસે લહે, કલિ મલિન તે પદ કલ્યાણ;
તે વલી અજર અમર હુવે, અપુનર્ભવ શુભ નિર્વાણ હો.
સાજન૦ ૪

જીરે લોહ ભાવ મૂકી પરો, જીરે પારસ ફરસ પસાય;
થાએ કલ્યાણ કુધાતુથી, તિમ જિનપદ મોક્ષ ઉપાય હો.
સાજન૦ ૫

જીરે ઉત્તમ નારી નર ઘણા, જીરે મન ધરી ભક્તિ ઉદાર;
આરાધી જિનપદ ભલો, થાએ જિન કરે જગ ઉપકાર હો.
સાજન૦ ૬

જીરે એહવું મન નિશ્ચલ કરી, જીરે નિશદિન પ્રભુને ધ્યાય;
પામે સૌભાગ્ય સ્વરૂપને, નિવૃત્તિકમલા વર થાય હો.
સાજન૦ ૭

## શ્રી ભુજનગર ચિંતામણિ પાર્શ્વજિન સ્તવન

સુગુણ સોભાગીરે કે સાહેબ માહરા, શ્રી ચિંતામણિ પાસ;
પૂર્ણ પુણ્યે રે કે દરિસણ દેખીયો, પૂગી મારા મનડાની આશ.
હું બલિહારી રે કે જાઉં તારા નામની૦ ૧

કાશી દેશે રે કે નગરી વાણારસી, અશ્વસેન રાયા કુલચંદ;
માતા વામારે પ્રભુજીને જનમીયા, દીઠડે પરમ આનંદ.
હું૦ ૨

મૂરત સૂરત રે કે નિરખીને હરખિએ, સાંભળ મોરા સ્વામ;

વાન વધારણુ રે કે જગમાં સુરતરુ, તુ મુજ આતમરામ
હુ૦ ૩

લાલ સુરગી રે કે અગી શોભતી, સોહે સોહે પ્રભુજીને અગ,
શિખર બનાવ્યુ રે કે સુદર કોરણી, દીસે દીસે નવનવા રગ
હુ૦ ૪

શિરપર સોહે રે કે મુગટ જડાવનો, કાને કુડલ શ્રીકાર,
કેડે કદોરો રે કે બાહે બેરખા, કઠડે નવસગો હાર
હુ૦ ૫

વિધિપક્ષ દેહરે કે મૂલનાયક પ્રભુ, ભુજમડણુ જિનરાજ,
ભાવિક શ્રાવક રે કે ભાવે ભાવના, સાહેબ ગરીબ નિવાજ
હુ૦ ૬

કોઇ કુમતિઆ રે કે પ્રભુને માને નહીં, તે રડવડશે સસાર,
નવ દડક માહે રે કે ગતિ છે તેહને, નહીં લીએ ભવનો પાર
હુ૦ ૭

સૂત્ર સિદ્ધાતે રે કે જિનપ્રતિમા કહી, જિન સરખી નિરધાર,
પૂજો પ્રણુમો રે કે ભવિયણ ભાવશુ, જિમ પામો શિવસુખ સાર
હુ૦ ૮

સવત સત્તર રે કે વરસ ચોરાણુ એ, રૂડો રૂડો ભાદ્રવ માસ,
સ્તવના કીધી રે કે પર્વ પજૂસણે, નિત્ય લાભ પ્રભુજીનો દાસ
હુ૦ ૯

## શ્રી નવખડા (ઘોઘાબદર) પાર્શ્વનાથ જિન સ્તવન

ઘનઘટા ભુવન રગ છાયા, નવખડા પાશ્ર્વ જિન પાયા,
પ્રભુ કમઠ હઠીકુ હઠાયા, વિષધર પરજલતી કાયા,

દિલ દયા ધરીકું છુડાયા, સેવક મુખ મંત્ર સુનાયા.
ક્ષણમેં ધરણેન્દ્ર બનાયા. (૨) ન૦ ૧

મેં ઓર દેવનકું ધ્યાયા, સબ ફોકટ જન્મ ગુમાયા;
સુણો વામા રાણીકા જાયા, કુચ્છ પરમારથ નહિ પાયા.
તો ફુટા ઢોલ બજાયા. (૨) ન૦ ૨

સુણ સ્વામી કર ભરમાયા, મેં હસ્તે પીત્તળ પાયા;
મુજ હુવા બહુ દુઃખ દાયા, અમોને નાચ નચાયા.
ઈશ વિવિધ કે બહુ આયા. (૨) ન૦ ૩

ઘોઘા બંદર સુખ પાયા, જબ બહુ ઉપગાર કરાયા;
નવખંડા નામ ધરાયા, મેં સુનકર ચરણે આયા.
ઉદ્ધાર કરો મહારાયા. (૨) ન૦ ૪

હુઆ ચાતુરમાસ મુજ આયા, કીસ કારણ અબ બેઠાયા;
દ્યો મનવાંછિત સુખદાયા, હું પ્રેમે પ્રણમું પાયા.
સેવક કા કાજ સરાયા. (૨) ન૦ ૫

ઇસ વિધિ વિધિ ઇંદુ કહાયા, ભલા આશ્વિન માસ સોહાયા;
દીવાળી દિન જબ આયા, મેં આતમ આનંદ પાયા;
એમ વીરવિજય ગુણ ગાયા. (૨) ન૦ ૬

## શ્રી પાર્શ્વનાથ જિનના (થાળ) નું સ્તવન

( જમવાના )

(રાગ–હાલો, હાલો, હાલો, મારા નંદને)

માતા વામાદે બોલાવે જમવા પાસને, જમવા વેળા થઈ છે, રમવાને ચિત્ત જાય, ચાલો તાત તુમારા બહુ થાએ ઉતાવલા, વહેલા હાલોને ભોજનીઆ ટાઢાં થાય. માતા૦ ૧

માતાનુ વચન સુણીને જમવાને બહુ પ્રેમશું, બુદ્ધિ બાજોઠ ઢાળી બેઠા થઇ હોશીયાર, વિનય થાળ અજુઆલી લાલન આગળ મૂકીયો, વિવેક વાટકીયો શોભાવે થાળ મોઝાર. મા૦ ૨

સમકિત શેલડીના છોલીને ગટ્ટા મૂકીયા, દાનના દાડમ દાણા ફોડી આપ્યા ખાસ, સમતા સિતાફલનો રસ પીજ્યો બહુ રાછયા, જુક્તિ જામફળ પ્યારા આરોગોને પાસ મા૦ ૩

મારા નાનડીઆને ચોક્ખા ચિત્તના ચૂરમા, સુમતિ સાકર ઉપર ભાવશુ ભેલુ ઘરત, ભક્તિ ભજીયા પિરસ્યા પાસકુમારને પ્રેમશુ, અનુભવ અથાણા ચાખોને રાખો સરત મા૦ ૪

પ્રભુને શુધ્ધ શુજામે જ્ઞાન શુ દવડા પીરસ્યા પ્રેમના પેંડા જમજ્યો માન વધારણુ કાજ, જાણપણાની જલેબી જમતા ભાગે ભુખડી, દયા દુધપાક અમીરસ આરોગોને આજ મા૦ ૫

સંતોષ સીરો ને વળી પુન્યથી પુરી પીરસી, સંવેગ શાક ભલા છે દાતાર ઢીલી દાળ, મોટાઇ માલપુવા ને પ્રભાવનાના પેંડલા, વિચાર વડી વધારી જમજ્યો મારા વાલ માતા૦ ૬

રુચિ રાયનાં રૂડા પવિત્ર પાપડ પીરસ્યા, ચતુરાઈ ચોખા ઓસાવી આપ્યા ભરપુર, ઉપર ઇન્દ્રીદમન ઘ્રૃત તપનાપે તાનુ કરી, પ્રીત્યે પીરસ્યુ જમજો જગજીવન ગરનુર મા૦ ૭

પ્રીતિ પાણી પીધા, પ્રભાવતીના હાથથી, તત્વ તંબોલ લીધા ત્રિભુવન સોપારી સાથ, અકલ એલાયચી આપીને માતા મુખ વદે, ત્રિભુવન તારી તરજ્યો જગજીવન જગનાથ મા૦ ૮

પ્રભુના મારણલા જે ગુણ ગાવે ને સાંભળે, બોધ બેહાનર

સમજે જ્ઞાની તે કહેવાય, ગુરુ ગુમાનવિજયનો શિષ્ય કહે શીર નામીને, સદા સૌભાગ્યવિજય ગાવે ગીત થાય સદાય. માતા૦ ૯

## શ્રી પાર્શ્વનાથજીનો બાલુડો

સમરું સદા પ્રભુ પાર્શ્વજી રે, વાણારસી નગરીનો રાય (૨)
માતા વામાદેવીનો લાડકો, અશ્વસેન કુલ અવતાર;
માર્રું મન મોહ્યું તારી સુરતે. ૧

પોષ દશમ દીને જન્મ્યા રે, છપ્પન કુમારી હુલરાય; (૨)
ચોસઠ ઇંદ્ર મલી સેવતા, મેરુગિરિ નવરાય. માર્રું મન૦ ૨

બાલભાવે ક્રીડા કરી રે, અશ્વ ખેલવાને જાય, (૨)
નાગ-નાગિણી ઉગાર્યા, શરણ દીયો નવકાર. માર્રું મન૦ ૩

સંયમ લઈ કાઉસ્સગ્ગ રહ્યા રે, કમઠે કીધો ઉપસર્ગ; (૨)
જોગ નારી મુદ્રા રહ્યા, તોડ્યા કર્મના બંધ. માર્રું મન૦ ૪

ઘાતીકર્મનો ક્ષય કરી રે, પામ્યા કેવલજ્ઞાન; (૨)
એકસો આયુ પૂર્ણ કરી, લેવા મુક્તિના રાજ. માર્રું મન૦ ૫

## પ્રભુ મહાવીરદેવને ચંદનબાળાની વિનંતિ

કરે વિનંતી ચંદનબાળા વીરને રે.
મ્હારે ઘેર પધારો જીવન જગ આધાર. કરે૦ એ ટેક.

સાખી-મૃગાવતી રાણી અને, મંત્રી ત્રીયા ધરી પ્યાર;
ઈભ્ય શેઠ શેઠાણીઓ, કરે વિનંતી અપાર.
લાવી મહેર જરા આ, ગરીબ સેવક ઉપરે રે;
આપો દરિસણ પ્રભુજી, દુઃખડાના હરનાર. કરે૦ ૧

સાખી–કોઈ વ્હોરાવે લાપશી, પેંડા મોહનથાળ,
 કોઈ વ્હોરાવે લાડવા, વિવિધ ભાત રસાળ
 હું તો આપીશ લૂખા બાકુળા વીર પ્રેમથી રે,
 તે વ્હોરો તો આવો, પ્રભુજી મ્હારે દ્વાર કરે૦ ૨

સાખી–સોવન થાળ રત્ને જડ્યા, કઈ શોભિત લઈ હાથ,
 આપે તેમા વિધિએ સહી, મેવા પકવાનો સાથ
 મ્હારી પાસે સામગ્રી તે માહેલી એકે નથી રે,
 સૂપડામા રહેલા છે બાકુળા તૈયાર કરે૦ ૩

સાખી–સોળ શણુગાર સજી કરી, ને પહેરે નવરંગ ચીર,
 ઉભી ઘરઘર આગણે, ને વાટ જોતી પ્રભુવીર
 હું તો બેઠી ઉદ્ભટ વેશે ઉમર વચ્ચમા રે,
 કરતી સ્મરણ પ્રભુનુ, શ્વાસ ઉચ્છ્વાસ મોઝાર કરે૦ ૪

સાખી–મ્હોટાને મ્હોટા ગણે, એહ જગત વ્યવહાર,
 મોટા છોટા સરખા ગણે, એહ વીતરાગ આચાર
 દયા લાવી પારણુ કરો પ્રભુ ! મુજ હાથથી રે,
 હું તો કરગરી અરજ કરૂ છુ વારવાર કરે૦ ૫

સાખી–ઘરઘર ફરતા આવીયા, ને વીર પ્રભુ સતી દ્વાર,
 એક બોલ અપૂરણ રહ્યો, પ્રભુ પાછા વળ્યા તેણીવાર
 પૂરવ પુણ્ય વિના, દાન લાભ કયાથી મળે રે,
 એમ ચિંતવતા ચાલી આંખે આસુ ધાર કરે૦ ૬

સાખી–તેર બોલ પૂરણ થયા, ને પ્રભુ આવી ધર્યો હાથ,
 બાકુળા લઈ સતી હાથથી ને પારણુ કરે જગનાથ

સાડી બારક્રોડ સુવર્ણવૃષ્ટિ ત્યાં થઈ રે;
સુરદુંદુભિ વાજે દેવ કરે જય જયકાર. કરે૦ ૭

સાખી–સોળ બોલ પૂરણ થયા, સતી શિર વાધ્યું વાન;
સુખ સઘળાં આવી મળ્યા જુવો પ્રાભાવિક દાન.
છત્રીશ હજાર સતીઓમાં, માજી થયા શિરદાર. કરે૦ ૮

સાખી–પાંચ માસ પચ્ચીશ દિને, પારણું કર્યું જગનાથ;
પ્રહ ઉગમતે ભવિજનો, ગાવો સ્તવન સહુ સાથ.
વીર મુનિ કહે આપો દાન સુપાત્રે પ્રેમથી રે;
દાનથી જીવ અનંતા, તર્યા છે સંસાર. કરે૦ ૯

## શ્રી મહાવીર સ્વામીનું સ્તવન

મહાવીર માહરા રે વિનતિ સાંભળો, હું છું દુઃખીયો અપાર
ભવભવ ભટકયો રે વેદન બહુ સહી, ચઉગતિમાં બહુવાર. મહા૦ ૧

જન્મ–મરણનું દુઃખ નિવારવા, આવ્યો આપ હજુર;
સમ્યગ્દર્શન જો મુજને દીયો, તો લહું સુખ ભરપુર. મહા૦ ૨

રખડી રઝળી રે હું અહીં આવીઓ, સાચો જાણી તું એક;
મુજ પાપીને રે પ્રભુજી તારજો, તાર્યા જેમ અનેક. મહા૦ ૩

ના નહી કહેશો રે મુજને સાહેબા, હું છું પામર રાંક;
આપ દયાળુ ખાસ દયા કરી, માફ કરો મમ વાંક. મહા૦ ૪

ભૂલ અનંતી રે વાર આવી હશે, માફ કરો મહારાજ;
શ્રી ચંદ્રોદય લળીલળી વિનવે, બાંહે ગ્રહી રાખો લાજ. મહા૦ ૫

## શ્રી મહાવીર સ્વામીનું સ્તવન

પથીડા સદેશો કહેજો મારા નાથને,
વર્દ્ધમાન જે ચોવીશમો જિનરાય જો,
રાજ ઈહાથી જઇ સાત ઉંચા તમે રહ્યા,
ધ્યાતા નર નારી હૃદય મોઝાર જો પથીડા૦ ૧

જે દિનથી પ્રભુ આપ સીધાવીઆ,
તે દિનથી પ્રભુ જ્ઞાન ખજાનો લૂટાય જો,
આપે જેના રક્ષાકાર કર્યા હતા,
તે તો સર્વ કેડે સધાય જો પથીડા૦ ૨

આપે જે પ્રભુ ધર્મવૃક્ષ રોપ્યો હતો,
તે તો ખડોખડ કરી વેચાય જો,
દિગબર શ્વેતાબર આદિ અનેક જો,
નિજ નિજ મતિએ ગચ્છા ગચ્છ કરાય જો પથીડા૦ ૩

કેવલ ને મન પર્યંવ દો નાશી ગયા,
લઘુભ્રાતા તસ ઓહી નાણુ પણુ જાય જો,
આવ્યો અજ્ઞાન અધારાને સાથે લઈ,
પ્રગટ્યો ભરતના ચારે ખુણામાય જો પથીડા૦ ૪

એના પથ છતાએ મન તૃપ્ત નહિ થયો,
ચારે ગચ્છમા એક પથ જિનરાય જો,
કહે જીવદાસ મુઝાયો પથ દેખી ઘણુા,
કેમ કરી પહોચુ આપ કને સૌ કહાય જો પથીડા૦ ૫

## શ્રી મહાવીરસ્વામી જિન સ્તવન

વીરજી સુણો એક વિનતિ મોરી, વાત વિચારો તુમે ઘણી રે;
વીર મને તારો મહાવીર મને તારો, ભવજલ પાર ઉતારોને રે.
વીર૦ ૧

પરિભ્રમણ મેં અનંતા રે કીધાં, હજીએ ન આવ્યો છેડલો રે;
તુમે તો થયા પ્રભુ સિદ્ધ નિરંજન, અમે તો અનંતા ભવ ભમ્યા રે.
વીર૦ ૨

તુમે અમે વાર અનંતી ભેળા, રમીયા સંસારીપણે રે;
તેહ પ્રીત જો પૂરણ પાળો, તો અમને તુમ સમ કરો રે.
વીર૦ ૩

તુમ અમને જોગ ન જાણો, તો કાંઇ થોડું દીજીએ રે;
ભવોભવ તુમ ચરણની સેવા, પામી અમે ઘણું રીઝીએ રે.
વીર૦ ૪

ઇંદ્રજાળીયો કહેતો રે આવ્યો, ગણધર પદ તેહને દીઓ રે;
અર્જુનમાળી જે ઘોર પાપી, તેહને જિન! તમે ઉદ્ધર્યો રે.
વીર૦ ૫

ચંદનબાળાએ અડદના બાકુળા, પડિલાભ્યા તુમને પ્રભુ રે;
તેહને સાહુણી સાચી કીધી, શિવવધૂ સાથે ભેળવી રે.
વીર૦ ૬

ચરણે ચંડકોશીયો ડસીઓ, કલ્પ આઠમે તે ગયો રે;
ગુણ તો તમારા પ્રભુ મુખથી સુણીને,
આવી તુમ સન્મુખ રહ્યો રે. વીર૦ ૭

નિરંજન પ્રભુ નામ ધરાવો, તો સહુને સરખા ગણો રે,
ભેદભાવ પ્રભુ દૂર કરીને, મુજસુ રમો એકમેકસુ રે
વીર૦ ૮

વેલા મોડા તુમહી જ તારક, હવે વિલંબ શા કારણે રે,
જ્ઞાન તણા ભવના પાપમિટાવો, વારી જાઉ વીર તોરા વારણે રે
વીર૦ ૯

## શ્રી મહાવીરસ્વામી જિન સ્તવન

(ખીલા ઠોકાણા રે વીરના કાનમા એ–રાગમા પણ ગવાશે)

નારે પ્રભુ નહિં માનુ, નહીં માનુ હુ અવરની આણ,
મહારે તાહરૂ વચન પ્રમાણ, અવરને નહિં માનુ એ ટેક૦

હરિહરાદિક દેવ અનેરા, તે દીઠા જગમાય રે,
ભામિની ભ્રમર ભ્રકુટિએ ભૂલ્યા, તે મુજને ન સુહાય નારે૦ ૧

કેઈક રાગી કેઈક દ્વેષી, કેઇક લોભી દેવ રે,
કેઈક મદ માયાના ભરીયા, કેમ કરીયે તસ સેવ નારે૦ ૨

મુદ્રા પણ તેહમા નવિ દીસે, તુજ માહેલી તલ માત્ર રે,
તે દેખી દિલડુ નવી રીઝે, શી કરવી તસ વાત નારે૦ ૩

તુ ગતિ તુ મતિ તુ મુજ પ્રીતમ, તુ જીવ જીવન આધાર રે,
રાત–દિવસ સ્વપનાતર માહી, તુ મારે નિરધાર નારે૦ ૪

અવગુણ સહુ ઉવેખીને પ્રભુ, સેવક કરી નિહાલ રે,
જગબધવ એ વિનતિ મોરી,
મારા જન્મ મરણ દુખ ટાળ નારે૦ ૫

ચોવીશમા પ્રભુ ત્રિભુવન સ્વામી સિદ્ધારથના નંદ રે,

ત્રિશલાજીના ન્હાનડીયા પ્રભુ,
તુમ દીઠે અતિહિ આનંદ. નારે૦ ૬

સુમતિવિજય કવિરાયનો રે, રામવિજય કરજોડ રે;
ઉપકારી અરિહંતજી મારા, ભવોભવના બંધ છોડ. નારે૦ ૭

## શ્રી મહાવીરસ્વામી જિન સ્તવન

( આમલકી ક્રીડાનું સ્તવન )

(આવ્યો આષાઢો માસ, નાવ્યો ધુતારો રે-રાગ)

માતા ત્રિશલા-નંદકુમાર જગતનો દીવોરે;
મારા પ્રાણતણો આધાર, જગતનો દીવો રે. એ આંકણી.

આમલકી ક્રીડાએ રમતાં, હાર્યો સુર પ્રભુ પામી રે;
સુણજોને સ્વામી, આતમરામી, વાત કહું શિર નામી રે
વીર ઘણું જીવો રે માતા૦ ૧

સુધર્મા સુરલોકે રહેતાં, અમો મિથ્યાત્વે ભરાણાં રે;
નાગદેવની પૂજા કરતાં, શિર ન ધરી પ્રભુ આણા રે.
વીર૦ માતા૦ ૨

એક દિન ઇંદ્રિસભામાં બેઠા, સોહમપતિ એમ બોલે રે;
ધીરજ બળ ત્રિભુવનનું નાવે, ત્રિશલા-બાલક તોલે રે.
વીર૦ માતા૦ ૩

સાચું સાચું સહુ સુર બોલ્યા, પણ મેં વાત ન માની રે;
ફણિધર ને લઘુ બાલકરૂપે, રમત રમીયો છાની રે.
વીર૦ માતા૦ ૪

વર્ધમાન ! ધીરજ તુમ મોટું, બલમાં પણ નહીં કાચું રે;

ગિરુઆના ગુણ ગિરુઆ ગાવે, હવે મે જાણ્યુ સાચુ રે
વીર૦ માતા૦ ૫

એકજ મુષ્ઠિ પ્રહારે મહારૂ, મિથ્યાત્વ ભાગ્યુ જાય રે,
કેવલ પ્રગટે મોહરાયને, રહેવાનુ નહીં થાય રે
વીર૦ માતા૦ ૬

આજથકી તુ સાહેબ માહરો, હુ છુ સેવક તાહરો રે,
ખિણ એક સ્વામી ગુણ ન વિસરૂ, પ્રાણથકી તુ પ્યારો રે
વીર૦ માતા૦ ૭

મોહ હરાવે સમકિત પામે, તે સુર સરગ સધાવે રે,
મહાવીર પ્રભુ નામ ધરાવે, ઇદ્રસભા ગુણ ગાવે રે
વીર૦ માતા૦ ૮

## શ્રી મહાવીરસ્વામિ જિન સ્તવન

( રાગ-ધનાશ્રી )

આજ જિનરાજ ! મુજ કાજ સિદ્ધા સવે,
તુ કૃપાકુભ જો મુજ તૂઠો,
કલ્પતરૂ કામઘટ કામધેનુ મિલ્યો,
આગણે અમીયરસ મેહ વૂઠો આજ૦ ૧

વીર તુ કુડપુર નયર ભૂષણ હુઓ,
રાય સિદ્ધાર્થ ત્રિશલા તનુજો,
સિંહ લછન કનક વર્ણ કર સપ્ત તનુ,
તુજ સમો જગતમા કો ન દૂજો આજ૦ ૨

સિંહ પરે એકલો ધીર સંયમ ગ્રહી,
આયુ બોહોંતેર વરસ પૂર્ણ પાળી;
પુરી અપાપાયે નિષ્પાપ શિવવહૂ વર્યો,
તિહાં થકી પર્વ પ્રગટી દીવાળી. આજ૦ ૩

સહસ તુજ ચઉદ મુનિવર મહાસંયમી,
સાહૂણી સહસ છત્રીશ રાજેઃ
યક્ષ માતંગ સિદ્ધાયિકા વર સુરી,
સકલ તુજ ભવિકની ભીતિ ભાંજે. આજ૦ ૪

તુજ વચન રાગ સુખ સાગરે ઝીલતો,
પીલતો મોહ મિથ્યાત્વ વેલી;
આવીઓ ભાવીઓ ધર્મપંથ હું હવે,
દીજીયે પરમપદ હોઈ બેલી. આજ૦ ૫

સિંહ નિશિ દીહ જો હૃદયગિરિ મુજ રમે,
તું સુગુણ લીહ અવિચલ નિરીહો;
તો કુમત રંગ માતંગના જૂથથી,
મુજ નહિ કોઇ લવલેશ બીહો. આજ૦ ૬

ચરણ તુજ શરણ મેં ચરણ ગુણનિધિ! ગ્રહ્યા.
ભવતરણ કરણ દમ શર્મ દાખો;
હાથ જોડી કહે જસવિજય બુધ ઇશ્યું,
દેવ! નિજ ભવનમાં દાસ રાખો. આજ૦ ૭

### શ્રી મહાવીર સ્વામીનું સ્તવન

સિદ્ધારથના રે નંદન વિનવું, વિનતડી અવધાર,
ભવમંડપમાં રે નાટક નાચિયો, હવે મુજ દાન દેવાર. ૧

ત્રણ રતન મુજ આપો તાતજી, જિમ નાવે રે સંતાપ,
દાન દિયતાં રે પ્રભુ કોસર કીસી ? આપો પદવી રે આપ ૨

ચરણ અંગુઠે રે મેરૂ કંપાવિયો, મોડ્યા સુરના રે માન,
અષ્ટકર્મના ઝઘડા જીતવા, દીધા વરસી રે દાન ૩

શાસનનાયક શિવસુખદાયક, ત્રિશલા કુખે રતન,
સિદ્ધારથનો રે વંશ દીપાવિયો, પ્રભુજી તુમે ધન્ય ધન્ય. ૪

વાચકશેખર કીર્તિવિજયગુરુ, પામી તાસ પસાય,
ધરમ તણા એ જિન ચોવીશમા, વિનયવિજય ગુણ ગાય. ૫

## શ્રી મહાવીરસ્વામીનું સ્તવન

(રાગ–શ્રી ચિંતામણી પાર્શ્વજી વ૦ત૦)

સરસ્વતી સ્વામીને પાયે લાગુ, પ્રણમી સદ્ગુરુ પાયરે,
ગાઈશું હૈડે હર્ષ ધરીને, વર્ધમાન જિનરાયારે
મોરા સ્વામી હો તેરા ચરણ ગ્રહીજે નરભવ લહાવો લીજેરે,
સૌભાગી જિનના ચરણ ગ્રહીજે, વૈરાગી જિનના ચરણ ગ્રહીજે,
ચરણ ગ્રહીજે શરણ રહીજે, નરભવ લહાવો લીજેરે
મોરા૦ ૧

બારેકર્મી તે પ્રભુ તાર્યો, પાતિકથી ઉગાર્યારે,
મુજ સરીખા તે નવી સંભાર્યો, શું ચિત્તથી ઉતાર્યો રે.
મોરા૦ ૨

પત્થર પણ કોઈ તીર્થ પ્રભાવે, જલમાં દીસે તરતાર,
તેમ અમે તરશું તુમ પાય વળગ્યા, કેમ રાખો હો અળગા રે
મોરા૦ ૩

મુજ કરણી સામું મત જોજો, નામ સામું તુમે જોજો રે;
સાહિબ સેવકના દુઃખ હરજો, તુમને મંગલ હોજોરે.
મોરા૦ ૪

તરણ તારણ તુમે નામ ધરાવો, હું છું ખિજમતગારો રે;
બીજા કોણ આગળ જઇ યાચું, મોટા નામ તુમારા રે.
મોરા૦ ૫

એહ વિનંતિએ સાહિબ તૂઠા, વર્ધમાન જિનરાયા રે;
આપ ખજાના માંહેથી આપો, સમકિતરત્ન સવાયા રે.
મોરા૦ ૬

શ્રી નયવિજય વિબુધ પાય સેવક, વાચક યશ એમ બોલે રે;
શાસનનાયક શિવસુખદાયક, નહી કોઇ વીરજીની તોલેરે.
મોરા૦ ૭

## શ્રી મહાવીર જિન સ્તવન

(રાગ–દેખતરે સંસાર કી)

દીન દુઃખીયાનો તું છે બેલી, તું છે તારણહાર,
તારા મહિમાનો નહિ પાર, રાજપાટને વૈભવ છોડી;
છોડી દીધો સંસાર, તારા મહિમાનો નહિ પાર. ૧

ચંડકોશિયો ડંસિઓ જયારે, દુધની ધારા પગથી નીકળે,
વિષને બદલે દૂધ જોઇને, ચંડકોશિયો આવ્યો શરણે;
ચંડકોશિયાને તું તારીને, ઘણો કીધો ઉપકાર. તારા મહિમા૦ ૨

કાનમાં ખીલા ઠોકયા જયારે, થઈ વેદના પ્રભુને ભારે,
તોએ પ્રભુજી શાંતિ વિચારે, ગોવાળ નહિ વાંક લગારે,
ક્ષમા આપીને તે જીવોને, તારી દીધો સંસાર. તારા૦ ૩

મહાવીર મહાવીર ગૌતમ પુકારે, આખેથી આસુધાર વહાવે,
કયા ગયા એકલા છોડી મુજને, હવે નથી કોઈ જગમા મારે,
પશ્ચાત્તાપ કરતા ઉપજ્યુ કેવલજ્ઞાન તારા૦ ૪
જ્ઞાનવિમલ ગુરુ મળી રે આજે, ગુણ તમારા ગાયે,
થઈને સુકાની તુ પ્રભુ આવે, ભવજલ નૈયા પાર ઉતારે,
અરજી સ્વીકારી દિલમા ધારી કરજે વદન વાત તારા૦ ૫

## મહાવીર જિન સ્તવન.

પ્રભુજી વીર જિણંદને વદીએ,
ચોવીસમો જિનરાય, હો ત્રિશલાના જાયા૦
પ્રભુજીને નામે નવનિધ સંપજે, ભવદુખ સવી મીટી જાય હો
ત્રિશ૦ ૧
પ્રભુજી કંચનવાન કર સાતનો,
જગતાતનો એટલો માન, હો ત્રિશ૦
પ્રભુજી મૃગપતિ લછન રાજતો, ભાજતા મદ ગજ માન હો
ત્રિશ૦ ૨
પ્રભુજી સિદ્ધારથ ભગવંત છો, સિદ્ધારથ કુલ ચંદ, હો ત્રિશ૦
પ્રભુજી ભક્તવચ્છલ ભવદુખહરૂ,
સુરતરૂ સમ સુખકંદ હો ત્રિશ૦ ૩
પ્રભુજી ગંધારખંદર ગુણનીલો, જગતાત તુ જગદીશ, હો ત્રિશ૦
પ્રભુજી દર્શન દેખીને ચિત્ત ઠર્યું, સર્યું મુજ વળી કાજ હો
ત્રિશ૦ ૪
પ્રભુજી શિવનગરીનો રાજીયો, જગતારણ જિનદેવ, હો ત્રિશ૦
પ્રભુજી રંગવિજયને આપજો, ભવભવ તુમ પાયસેવ હો ત્રિશ૦ ૫

## શ્રી મહાવીરસ્વામિ જિન સ્તવન

વીર જિનેશ્વર સાહેબ મેરા, પાર ન લહું તેરા;
મહેર કરી ટાળો મહારાજજી, જન્મ-મરણના ફેરા,
હો જિનજી, અબ હું શરણે આયો.
હો જિનજી૦ અબ૦ ૧

ગરભાવાસતણાં દુઃખ મોટાં, ઉંધે મસ્તકે રહીયો;
મળમુતર માંહે લપટાણો, એવા દુઃખ મેં સહીઓ.
હો જિનજી૦ અબ૦ ૨

નરક-નિગોદમાં ઉપન્યો ને ચવિયો, સૂક્ષ્મ બાદર થઈઓ;
વિંધાણો સૂઈને અગ્ર ભાગે, માન તિહાં કિહાં રહીયો.
હો જિનજી૦ અબ૦ ૩

નરક તણી અતિવેદના ઉલસી, સહી તે જીવે બહુ;
પરમાધામીને વશ પડીયો, તે જાણો તમે સહુ.
હો જિનજી૦ અબ૦ ૪

તિર્યંચ તણા ભવ કીધા ઘણેરા, વિવેક નહીં લગાર;
નિશદિનનો વ્યવહાર ન જાણ્યો, કેમ ઉતરાયે પાર.
હો જિનજી૦ અબ૦ ૫

દેવતણી ગતિ પુન્યે હું પામ્યો, વિષયારસમાં ભીનો,
વ્રત પચ્ચખાણ ઉદય નવિ આવ્યાં, તાન માન માંહે લીનો.
હો જિનજી૦ અબ૦ ૬

મનુષ્યજન્મ ને ધર્મસામગ્રી પામ્યો બહુ પુન્યે;
રાગ-દ્વેષમાંહે છું બહુ ભળીયો, ન ટળી મમતા બુધે.
હો જિનજી૦ અબ૦ ૭

એક કચન ને બીજી કામિની, તે શુ મનડુ બાધ્યુ,
તેના ભોગ લેવાને શૂરો, કેમ કરી જિનધર્મ સાધુ ?
હો જિનજી૦ અબ૦ ૮

મનની દોડ કીધી અતિ ઝાઝી, હુ છું કોઇક જડ જેવો,
કલીકલી કલ્પમે જન્મ ગુમાયો, પુનરપિ પુનરપિ તેહવો
હો જિનજી૦ અબ૦ ૯

ગુરુ ઉપદેશમા હુ નથી ભીનો, નાવી સદ્દહણા સ્વામી,
હવે વડાઈ જોઇએ તમારી, ખીજમત માહે છે ખામી
હો જિનજી૦ અબ૦ ૧૦

ચાર ગતિ માહે રડવડીઓ, તોએ ન સિદ્ધા કાજ,
રિષભ કહે તારો સેવકને, બાહે ગ્રહ્યાની લાજ
હો જિનજી૦ અબ૦ ૧૧

## શ્રી મહાવીરસ્વામી જિન સ્તવન

શ્રી સિદ્ધારથ નદન દેવા, પ્રભુ સેવા કરૂ નિત્યમેવા,
દેજો મુજ ભવ ભવ સેવા, જગતગુરુ વીર પરમ ઉપકારી
પ્રભુ કરુણાનિધિ દાતારી જગત૦ એ આકણી ૧

સોલ પહોર પ્રભુ દેશના વરસે, સાભળી ભવિ હૃદયમા ધરશે,
તોરા ચરણ કમલ નિત્ય ફરસે જગત૦ ૨

બ્રાહ્મણ દેવશર્મો જાણે, પ્રતિબોધવા મોકલીયા તે ટાણે,
ગૌતમ ચાલ્યા ગુણખાણે જગત૦ ૩

પ્રતિબોધીને પાછા વળીયા, મારગ માંહે શ્રવણે સાભલિયા,
પ્રભુ મોક્ષ મારગ સચરિયા જગત૦ ૪

તે સાંભલી દિલમાં વાત, ગૌતમને થાય વજ્રઘાત;
વિવેકે ગુણમણિ ખ્યાત. જગત૦ ૫

હવે કેહને હું કહીશ વીર, ગૌતમ ચિંતવે સાહસધીર;
કર્મશત્રુના ત્રોડયા જંજીર. જગત૦ ૬

કાતી કૃષ્ણ હુઆ નિર્વાણ, પ્રભાતે ઇંદ્રભૂતિ કેવલનાણ;
જયો જયો ભણે ગુણખાણ. જગત૦ ૭

અઢાર દેશના રાજા મળીઆ, ભાવ દીપક મોક્ષમાં ભળીયા;
દ્રવ્ય દીપક ગુણમણિ ભરીયા. જગત૦ ૮

પ્રભુ વરીયા શિવ લટકાળી, ધર્યું ધ્યાન પદ્માસન વાળી;
તિહાં પ્રગટી લોક દીવાળી. જગત૦ ૯

મુજ મંદિર સુરતરુ ફળીયો, પરમાતમ ગૌતમ મળીયો;
ગઈ ભાવઠ શુભ દિન વળિયો. જગત૦ ૧૦

સંવત ઓગણીસ પંચલોતેરા વરશે, દિવાળી દિન મન હર્ષે;
પ્રભુ મોક્ષ વર્યાં શુભ દિવસે. જગત૦ ૧૧

## સમવસરણ-વર્ણનગર્ભિત-શ્રી વર્દ્ધમાન જિન સ્તવન

(વંદના વંદના વંદના રે, જિનરાજકું સદા ગોરી વંદના એ-દેશી)

એક વાર વચ્છ દેશ આવજો, જિણંદજી ! એક વાર વચ્છ દેશ આવજો, જયંતીને પાયે નમાવજો જિણંદજી ! એક વાર૦ વળી સમવસરણ દેખાવજો-જિણંદજી ! એક વાર૦ ૧.

સમવસરણ શોભા જે દીઠી, ક્ષણ ક્ષણ સાંભરી આવશે-જિણંદજી !૦ ભૂતલ સુગંધી જલ વરસાલે, ફૂલના પગર ભરાવશે-જિણંદજી !૦ ૨.

કનક રતનની પીઠ કરીને, ત્રિગડાની શોભા રચાવશે-જિણુંદજી ! રૂપાનો ગઢ ને કનક કોસીસા, વચે વચે રતન જડાવશે-જિણુંદજી !૦ ૩

રયણ ગઢે મણિના કોસીસા, ઝગમગ જ્યોતિ દીપાવજો જિણુંદજી૦ ચાર દુવારે એંસી હજારા, શિવ-સોપાન ચડાવજો જિણુંદજી !૦ ૪

દેવ ચારે કર આયુધ ધારી, દ્વારે ખડા કરે ચાકરી-જિણુંદજી !૦ દૂર પાસેથી એક સમયે વાંદે, જયતીને લઘુ છોકરી-જિણુંદજી !૦ ૫

સહસ યોજન ધ્વજ ચાર તે ઉંચા, તોરણ [૧]આઠ ચઉ વાવડી-જિણુંદજી !૦ મંગળ આઠ ને ધૂપઘટિકા, ફૂલમાળા કર ફુટડી ૬

આઠ સુગી બીજે ગઢ દ્વારે, રયણ ગઢે ચઉ દેવતા-જિણુંદજી !૦ જાતિ-વૈર છંડી પશુ પંખી, તુજ પદકમલને સેવતા-જિણુંદજી !૦ ૭

પંચ વરણ-મયી જલ થલ કેરા, ફૂલ અમર વરસાવતા જિણુંદજી !૦ પરષદા સાત તે ઉપર બેસે, મુનિ નર-નારી દેવતા જિણુંદજી !૦ ૮

---

૧ ચતુરસ્ર સમવસરણના બહારના વપ્રની ચારે બાજુએ જાળી ઉપર ખૂણે ખૂણે બબ્બે વાવો હોય છે અને વૃત્ત-ગોળ સમવસરણમાં એક એક વાવ હોય છે એટલે ચતુરસ્રમાં (ચાર ખૂણાવાળા) મા આઠ ને ગોળમાં ચાર વાવડીઓ હોય છે

આવશ્યક ટીકાયે પડ-ઉત્તર, થાયે ન કુસુમ કિલામણા-જિણંદજી !૦ સાધવી વૈમાનિકની દેવી, ઉભી સુણે દોય ચૂરણી-જિણંદજી !૦ ૯

બત્રીશ ધનુષ અશોક તે ઉંચો, ચામર છત્ર ધરાવજો-જિણંદજી !૦ ચઉ મુખ રયણ-સિંહાસન બેસી, અમૃત વયણાં સુણાવજો-જિણંદજી !૦ ૧૦

ધર્મચક્ર ભામંડલ તેજે, મિથ્યા-તિમિર હરાવજો-જિણંદજી !૦ ગણધર-વાણી જબ અમે સુણીએ, તવ દેવછંદે સુહાવજો-જિણંદજી !૦ ૧૧

દેવતાસુર કવિ સાચું બોલે, જિહાં જાશો તિહાં આવશે જિણંદજી !૦ રંભાદિ અપચ્છરાની ટોળી, વંદી નમી ગુણ ગાવશે-જિણંદજી !૦ ૧૨.

અંતરજામી દૂરે વિચરો, અમ ચિત્ત ભીંજશું જ્ઞાનશું જિણંદજી !૦ હૃદય થકી દૂરે જો જાઓ, તો સાચું કરી માનશું જિણંદજી !૦ ૧૩

સુલસાદિક નવ જિનપદ દીધાં, અમશું અંતર એવડો-જિણંદજી !૦ વીતરાગ જો નામ ધરાવો, સહુને સરીખા ત્રેવડો-જિણંદજી !૦ ૧૪.

જ્ઞાન નજરથી વાત વિચારો, રાગદશા અમ રૂઅડી-જિણંદજી !૦ સેવક રાગે સાહિબ રીઝે, ધન ધન ત્રિશલા માવડી-જિણંદજી !૦ ૧૫

તુમ વિણુ સુરપતિ સઘળા તુસે, પણ અમે આમણ દુમણા જિણંદજી |૦ શ્રી શુભવીર હજૂરે રહેતા, ઓચ્છવ રંગ વધામણા-જિણંદજી |૦ ૧૬

## શ્રી ગૌતમસ્વામીનો વિલાપ.

( રાગ-પથીડા સંદેશો કહેજો મારા નાથને )

તારા વિના વીર કોની સાથે બોલશું,
જંગલ વન લાગે છે આ સંસાર જો,
વિધવિધ શાસ્ત્ર તણો આલાપ કરૂં કિહાં,
ભોજન પણ નવિ ભાવે તુમ વિણુ નાથ જો તારા વિના૦ ૧

કાર્ય સકળ કરવા તુજ અનુમતિ માગતો,
એહવી હે વીર ! કોણથી પ્રાપ્ય જ થાય જો,
પ્રેમ પ્રકર્ષે હર્ષ હતો મુજ આંતરે,
નિરાશ્રિત કરી આપ ચાલ્યા શિવસ્થાન જો તારા વિના૦ ૨

અમૃત અંજન સમ પ્રભુ દર્શન તાહરૂં,
કરવા અતિ અમ અંતર ઇચ્છા થાય જો,
સ્વામી નીરાગી છતાં હું તુમને વિનવું,
શિષ્ય ગણી લો સાથે દીનદયાળ જો તારા વિના૦ ૩

રાગદશા એ બંધન આ સંસારનું
એહવી તારી વાણીનો પ્રતાપ જો,
આજ ખરેખર અંતરથી મેં અનુભવી,
બાહ્ય દૃષ્ટિથી સ્વામી શિષ્ય ગણાય જો તારા વિના૦ ૪

કેના વીર ને કેના સ્વામી જાણવા,
શ્રીયુત ગૌતમ એ ભાવે તદ્દરૂપ જો;
નિજ સ્વરૂપી કેવળકમળા વરી થયા,
ભવી પ્રગટાવો એ ભાવે નિજ રૂપ જો
તારા વિના વીર કોની સાથે બોલશું. ૫

## શ્રી ગૌતમસ્વામીનો વિલાપ

( રાગ–લવીગ કેરી લાકડી રે–ત્રિસલામાતા પારણું ઝુલાવે )

મહાવીરસ્વામી મોક્ષે પધાર્યાં, ગૌતમ બોલે રે;
ગુરુની વાતે વાત સાંભરી હૈયું ખોલે રે.
વીર ! વીર ! તેં આ શું કીધું, શું વીરતાનું પગલું લીધું;
ટળવળતો તરછોડયો મુજને, ભૂમિને ખોળે રે. ૧

હે ભગવંત ! એ શબ્દો દ્વારા, કેને સંબોધીશ પ્રભુ પ્યારા;
ગૌતમ ગૌતમ, મીઠી વાણી, હવે કોણ બોલે રે. ૨

મારી શંકા કોણ નિવારે, અવળા ચશમા કોણ ઉતારે;
નાથ વિના જગને આનંદમાં, કોણ હીંચોળે રે. ૩

મધુરી વાણીથી લોભાવ્યો, શંકા ટાળી શિષ્ય બનાવ્યો;
તો હવે એકલો મૂકી જાતાં, લોક શું બોલે રે. ૪

ભય લાગ્યો રખે છેડો પકડું, કાંતો માગીશ શિવ રમકડું;
એકલા મોક્ષમાં જઇને બેઠાં, મૌન અબોલે રે. ૫

હે વીર! વીર વીર વીતરાગી, હા હવે સમજ્યો તમે વીતરાગી;
પણ એક પખીયો રાગ જ મારા મનને ડોળે રે. ૬

વીતરાગ છો સાચા સ્વામી, એ હવે સમજ્યો અનુભવ પામી,
મોહ વશે મે અવળુ ધાર્યું, રાગને જોળે રે ૭
એમ વીતરાગ સ્વરૂપ પીછાની, કેવળજ્ઞાની ગૌતમસ્વામી,
અન્યત્ર ભાવતા ચારિત્ર દર્શન, જય જય બોલે રે ૮

## શ્રી ગૌતમ નિર્વેદ સ્તવન

(ત્રિશલા માતા પારણુ ઝુલાવે-રાગ)

વીર નીસનેહી હુ સસનેહી, મોકલીયો મને ગામ રે,
વિશ્વામી વીરે છેતરીયો, પહોચ્યા અક્ષય ધામ રે વીર૦ ૧
કે કે વીર કર્યું અણઘટતુ, ગોયમ પભણે નાથ રે,
અંતસમે મુજને છેહ દીધો, શુ હુ આવત સાથ રે વીર૦ ૨
ગોયમ ગોયમ કોણ હવે કરશે ? પ્રતિ ઉત્તર કોણ દેશે રે ?
સંઘસહાય વીર વિણ કોણ કરશે ? કોણ સંશય હવે હરશે રે
વીર૦ ૩
અસ્ત થયો જિન ભાનુ આજે, મિથ્યા તિમિર છવાશે રે,
કુમતિકૌશિક જાગૃત થાશે, ચોરચુગલ વધી જાશે રે વીર૦ ૪
ચૌદ સહસ મુનિવર પ્રભુ તારે, મારે તુ એક વીર રે,
રડવડતો મૂકી અહિ ચાલ્યા, સાકડુ થયુ શિવ છેક રે વીર૦ ૫
આજ લગે સ્વપનાતર અંતર, મોપે તુજ સાથ ન રાખ્યો રે,
મોહન મુજ મન ચોરી લીધુ, તુજ મન નેહ ન દાખ્યો રે.
વીર૦ ૬
પુણ્ય પ્રભુ કોણ હવે કરશે, તુજ વિણ જગદાધાર રે,
ત્રિગડે બેસી વીર વ્હાલા, ઘો દરિસણ એકવાર રે વીર૦ ૭

પણ હું અજ્ઞ એ વાટે ચાલ્યા, ન મળે ફરી નિરધાર રે;
હું રાગી મહાવીર નિરાગી, સાધ્યો સ્વાર્થ શ્રીકાર રે. વીર૦ ૮

હું વીર વીર કહું વીર ન બોલાવે, સ્વારથીઓ સંસાર રે;
નિષ્ઠુર હૈડાં નેહ ન કીજે, નેહથી ભવજંજાળ રે. વીર૦ ૯

હું કોણુ વીર કોણુ નહિ કોઈ કોઈનું, રાગે ભવદુઃખખાણુ રે;
સહજકલાનિધિ ગોયમને તવ, પ્રગટ્યું કેવલજ્ઞાન રે. વીર૦ ૧૦

આશ્વિન માસ અમાસની રાતે, ભાવદીપક થયો અસ્ત રે;
દ્રવ્યદિવાળી દેવે કીધી, પ્રગટી લોક સમસ્ત રે. વીર૦ ૧૧

## શ્રી ગૌતમસ્વામીનું સ્તવન

વીર વહેલા આવો રે, ગૌતમ કહી બોલાવો રે. દરિસણુ વહેલા દીજીયે હોજી, પ્રભુ તું નિઃસ્નેહી હું સસ્નેહી અજાણુ, વીર૦ એ આંકણી.

સાખી

ગૌતમ ભણે ભો નાથ તેં, વિશ્વાસ આપી છેતર્યો;
પરગામ મુજને મોકલી, તું મુક્તિરમણીને વર્યો.
પ્રભુજી તારા ગુપ્ત ભેદોથી અજાણુ. વીર૦

સાખી

શિવનગર થયું શું સાંકડું કે, હતી નહિ મુજ યોગ્યતા;
કહ્યું હોત જો મુજને તો, કોણુ કોઇને રોકતાં.
પ્રભુ હું શું માગત ભાગ સુજાણુ. વીર૦ ૨

સાખી

મમ પ્રશ્નનાં ઉત્તર દઈ, ગૌતમ કહી કોણુ બોલાવશે;

કોણ સાર કરશે સઘની, શંકા ખિચારી કયા જશે
પુણ્ય કથા કહી પાવન કરો મુજ કાન વીર૦ ૩

સાખી

જિન ભાણુ અસ્ત થતા, તિમિર મિથ્યાત્વ સઘળે જાગશે,
કુમતિ કુશલ્ય જાગશે, વળી ચોર ચુગલ વધી જશે
ત્રિગડે બેસી દેશના દીયો જિનભાણુ વીર૦ ૪

સાખી

મુનિ ચૌદ સહસ્ર છે તાહરે, વીર માહરે તુ એક છે,
રડવડતો મ્હને મુકી ગયા, પ્રભુ કયા તમારી ટેક છે
સ્વપ્નાંતરમાં અંતર ન ધર્યો સુજાણ વીર૦ ૫

સાખી

પણ હું આજ્ઞા વાટ ચાલ્યો, ન મળે કોઈ અવસરે,
હું રાગ વશ રખડુ નિરાગી, વીર શિવપુર સંચરે
હું વીર વીર કહુ વીર ન ધરે કાંઈ ધ્યાન વીર૦ ૬

સાખી

કોણ વીર ને કોણ ગૌતમ, નહિ કોઈ કોઈનુ કદા,
એ રાગ ગ્રથી છૂટતા, ને જ્ઞાન ગૌતમને વતા
સુરતરુ મણિ સમ ગૌતમ નામે નિધાન વીર૦ ૭

સાખી

કાર્તિક માસે અમાસ રાતે, અષ્ટ દ્રવ્ય દીપક મળે,
ભાવદીપક જ્યોત લોકો, દેવ દીવાળી બળે
વીરવિજયના નરનારી ધરે ધ્યાન વીર૦ ૮

## શ્રી મહાવીર જિન પારણું

માતા ત્રિસલાયે પુત્રરત્ન જાઈયો,
ચોસઠ ઇંદ્રના આસન કંપે સાર;
અવધિજ્ઞાને જોઈ ધાયો શ્રી જિનવરને,
આવે ક્ષત્રિયકુંડ નગર મઝાર. ૧

વીર પ્રતિબિંબ મુકી માતા કને,
અવસ્વાપિની નિદ્રા દીએ સાર;
એમ મેરુશિખરે જિનને લાવે ભક્તિશું;
હરિ પંચ રૂપ કરી મનોહાર. ૨

એમ અસંખ્ય કોટાકોટી મળી દેવતા,
પ્રભુને ઓચ્છવ મંડપે લઈ જાય;
પાંડકવન શિલાયે જિનને લાવે ભક્તિશું,
હરિ અંગે થાપે ઇંદ્ર ઘણું ઉચ્છાય. ૩

એક કોડી સાઠ લાખ કળશે કરી,
વીરનો સ્નાત્ર મહોચ્છવ કરે સાર;
અનુક્રમે વીરકુંવરને લાવે જનની મંદિરે,
દાસી પ્રિયંવદા જાએ તેણીવાર. ૪

રાજા સિદ્ધારથને દીધી વધામણી,
દાસીને દાન ને માન દીએ મનોહાર;
ક્ષત્રિયકુંડમાંહે ઓચ્છવ મંડાવીઓ,
પ્રજા લોકને હરખ અપાર. ૫

ઘરઘર શ્રીફળ તોરણ ત્રાટજ બાંધીયા,
ગોરી ગાવે મંગલ ગી

રાજા સિદ્ધારથ જન્મ મહોત્સવ કરીઓ,
માતા ત્રિશલા થઇ ઉજમાળ ૬

માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પારણે,
ઝુલે લાડકડા પ્રભુજી આનંદ ભેર,
હરખી નીરખીને ઇદ્રાણીઓ જાવે વારણે,
આજ આનંદ શ્રી વીરકુવરને ઘેર ૭

વીરના મુખડા ઉપર વારૂ કોટિ ચંદ્રમા,
પંકજ લોચન સુંદર વિશાલ કપોલ
શુકચંચુ સરિખી, દીસે નિર્મળ નાસિકા,
કોમળ અધર અરૂણ રંગ રોલ ૮

ઔષધી સોવન મઢી રે શોભે હાલરે,
નાજુક આભરણુ સઘળા કંચન મોતીહાર,
કર અંગુઠો ધાવે, વીરકુવર હર્ષ કરી,
કાઇ બોલાવતા કરે કિલકિલાકાર ૯

વીરને નિલાડે કીધો છે કુંકુમ ચાહલો,
શોભે જડિત મરકત મણિમા દીસે લાલ,
ત્રિશલાયે જુગતે આજી અણીયાળી બેહુ આંખડી,
સુંદર કસ્તુરીનુ ટબકુ કીધુ ગાલ ૧૦

કંચન સોલે જાતના રત્ને જડિયુ પારણુ,
ઝુલાવતી વેળા થાયે ઘુઘરનો ઘમકાર,
ત્રિશલા વિવિધ વચને હરખી ગાવે હાલરૂ,
ખેંચે કુમતીયાળી કંચનદોરી માર ૧૧

મારો લાડકવાયો સખા સંગે રમવા જાશે,
મનોહર સુખડલી હું આપીશ એને હાથ;
ભોજન વેળા રમઝમ રમઝમ કરતો આવશે,
હું તો ધાઈને ભિડાવીશ હ્રદયા સાથ.
હંસ કારંડવ કોકિલ ને પોપટ પારેવડાં,
માંહિ બપૈયા ને સારસ ચકોર;
મેના મોર મેલ્યા છે રમકડાં રમવા તણાં,
ઘમઘમ ઘુઘરા બજાવે ત્રિશલા કિશોર.
મારો વીરકુમાર નિશાળે ભણવા જાશે,
સાથે સજ્જન કુટુમ્બ પરિવાર;
હાથી રથ ઘોડા પાળાયે ભલું શોભતું,
કરીશ નિશાળ ગરણું અતિ મનોહાર.
મારા વીર સમાણી કન્યા સારી લાવશું,
મારા કુમરને પરણાવીશ મ્હોટે ઘેર;
મારો લાડકડો વરરાજા ઘોડે બેસશે,
મારો વીર કરશે સદાય લીલાલ્હેર.
માતા ત્રિશલા ગાવે વીરકુમરનું હાલરૂં,
મારો નંદન જીવજો કોડાકોડી વરસ;
એવો રાજરાજેશ્વર થાશે ભલો દીપતો,
મારા મનનાં મનોરથ પૂરજે જગીશ.
ધન્ય ધન્ય ક્ષત્રિયકુંડ ગામ મનોહરૂ,
જિહાં વીર કુમરનો જન્મ ગવાય;
રાજા સિદ્ધારથના કુલમાંહે દીનમણિ,
ધન્ય ધન્ય ત્રિશલારાણી જેહની માય.

એમ મૈયર ટોળી ભોળી ગાવે હાલરૂ,
થાશે મનના મનોરથ તેહને ઘેર,
અનુક્રમે મહાદેવ પદવી, રૂપવિજય પદ પામશે,
ગાયે અમિયવિજય કહે થાશે લીલાલ્હેર મા૦ ૧૮

## શ્રી મહાવીર-સ્વામીનું હાલરીઉં

માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પાલણે, ગાવે હાલો હાલો હાલરૂવાના ગીત, સોના રૂપા ને વળી રત્ને જડિયું પાલણું, રેશમ દોરી ઘૂઘરી વાગે છુમ છુમ રીત હાલો હાલો હાલો હાલો મારા નંદને ૧

જિનજી પાસ પ્રભુથી વરસ અઢીસે આંતરે, હોશે ચોવીશમા તીર્થંકર જિન પરમાણ, કેશીસ્વામી મુખથી એવી વાણી સાભળી, સાચી સાચી હુઇ તે મારે અમૃત વાણ હાલો૦ ૨

ચૌદે સ્વપ્ને હોવે ચક્રી કે જિનરાજ, વીત્યા બારે ચક્રી નહિ હવે ચક્રીરાજ, જિનજી પાસ પ્રભુના શ્રી કેશી ગણધાર, તેહના વચને જાણ્યા ચોવીશમા જિનરાજ, મારી કૂખે આવ્યા તારણ તરણ જહાજ, મારી કૂખે આવ્યા ત્રણ ભુવન શિરતાજ, મારી કૂખે આવ્યા સંઘ તીરથની લાજ, હું તો પુણ્ય પનોતી ઈંદ્રાણી થઈ આજ હાલો૦ ૩

મુજને દોહલો ઉપન્યો બેસું ગજ અંબાડીયે, સિંહાસન પર બેસું ચામર છત્ર ધરાય, એ સહુ લક્ષણ મુજને નંદન! તાહરા તેજના, તે દિન સંભારૂં ને આનંદ અંગ ન માય હાલો૦ ૪

કરતલ પગતલ લક્ષણ એક હજાર ને આઠ છે, તેહથી નિશ્ચય જાણ્યા જિનવર શ્રી જગદીશ; નંદન! જમણી જંઘે લંછન સિંહ બિરાજતો, મેં તો પહેલે સપને દીઠો વિસવાવીશ. હાલો૦ ૫

નંદન! નવલા બંધવ નંદિવર્ધનના તમે, નંદન! ભોજાઈઓના દીયર છો સુકુમાલ; હસશે ભોજાઈઓ કહી દીયર માહરા લાડકા, હસશે રમશે ને વળી ચુંટી ખણશે ગાલ. હસશે રમશે ને વળી હુંસા દેશે ગાલ. હાલો૦ ૬

નંદન! નવલા ચેડારાજાના ભાણેજ છો નંદન! નવલા પાંચસેં મામીના ભાણેજ છો. નંદન! મામલીયાના ભાણેજ સુકુમાલ; હસશે હાથે ઉછાળી કહીને ન્હાના ભાણેજ, આંખો આંજી ને વળી ટપકું કરશે ગાલ. હાલો૦ ૭

નંદન! મામા મામી લાવશે ટોપી આંગલાં, રતને જડીયાં ઝાલર મોતી કસબી કોર. નીલાં પીલાં ને વળી રાતાં સરવે જાતિનાં, પહેરાવશે મામી મહારા નંદકિશોર! હાલો૦ ૮.

નંદન! મામા મામી સુખડલી સહુ લાવશે, નંદન! ગજવે ભરશે લાડુ મોતીચૂર; નંદન! મુખડાં જોઈ લેશે મામી ભામણાં. નંદન! મામી કહેશે જીવો સુખ ભરપુર. હાલો૦ ૯

નંદન! નવલા ચેડા મામાની સાતે સતી, મારી ભત્રીજી ને બેન તમારી નંદ!; તે પણ ગુંજે ભરવા લાખણસાઇ લાવશે, તુમને જોઇ જોઇ હોશે અધિકો પરમાનંદ. હાલો૦ ૧૦

રમવા કાજે લાવશે લાખ ટકાનો ઘૂઘરો, વળી સૂડા મેના પોપટ ને ગજરાજ; સારસ હંસ કોયલ તીતર ને વળી મોરજી,

મામી લાવશે રમવા નંદ! તમારે કાજ હાલો૦ ૧૧

છપ્પન કુમરી અમરી જલકલશે નવરાવિયા, નંદન! તમને અમને કેલી-ઘરની માહિં, ફૂલની વૃષ્ટિ કીધી યોજન એકને માંડલે, બહુ ચિરંજીવો આશિષ દીધી તુમને ત્યાંહિ હાલો૦ ૧૨

તમને મેરુગિરિ પર સુરપતિએ નવરાવિયા, નિરખી નિરખી હરખી સુકૃત લાભ કમાય, મુખડા ઉપર વારૂં કોટિ કોટિ ચંદ્રમા, વળી તન પર વારૂં ગ્રહ-ગણનો સમુદાય હાલો૦ ૧૩

નંદન! નવલા ભણવા નિશાળે પણ મૂકશું, ગજ પર અંબાડી બેસાડી મ્હોટે સાજ, પસલી ભરશું શ્રીફળ ફોફળ નાગરવેલશું, સુખડલી લેશું નિશાળીયાને કાજ હાલો૦ ૧૪

નંદન! નવલા મ્હોટા થાઓ ને પરણાવશું વહૂવર સરખી જોડી લાવશું રાજકુમાર, સરખા વેવાઈ વેવાણુ ને પધરાવશું, વર વહુ પોંખી લેશું જોઈ જોઇને દેદાર હાલો૦ ૧૫

પીયર સાસરા માહરા બેહુ પખ નંદન! ઉજળા, મ્હારી કૂખે આવ્યા તાત પનોતા નંદ, મ્હારે આગણે વૂઠા અમૃત દૂધે મેહુલા, મ્હારે આગણે ફળીયા સુરતરુ સુખના કંદ હાલો૦ ૧૬

ઇણિ પરે ગાયું માતા ત્રિશલાસુતનું પારણું, જે કોઈ ગાશે લેશે પુત્ર તણા સામ્રાજ, બીલીમોરા નગરે વર્ણવ્યું વીરનું હાલરૂં, જય જય મંગલ હોજો દીપવિજય કવિરાજ હાલો૦ ૧૭

## શ્રી મહાવીરસ્વામી સ્તવન

તેરો દર્શન મન ભાયો ચરમ જિન ! તેરો૦
તું પ્રભુ કરુણારસમય સ્વામી ગર્ભમેં સોગ મીટાયો,
ત્રિશલામાતાકું આનંદ દીનો, જ્ઞાતનંદન જગ ગાયો. ચ૦ ૧

વરસીદાન દે રોરતા વાળી, સંયમરાજ્ય ઉપાયો;
દીનહીનતા કબુય ન તેરે, સદ્‌ચિદ્‌આનંદ રાયો. ચ૦ ૨

કરુણા મંથર નયને નિહાળી, ચંડકોશિક સુખદાયો;
આનંદરસભર સરગ પહુંતો, એસા કૌન કરાયો. ચ૦ ૩

રત્નકંબલ દ્વિજવરકો દીનો, ગોશાલક ઉધરાયો;
જમાલી પન્નર ભવ અંતે, મહાનંદ પદ ઠાયો. ચ૦ ૪

મત્સરી ગૌતમકો ગણધારી, શાસનનાયક ઠાયો;
તેરે અવદાત ગિનું જગ કેતે, તું કરુણાસિંધુ કહાયો. ચ૦ ૫

હું બાલક શરણાગત તેરો, મુજકો કયું વિસરાયો;
તેરે વિરહસે હું બહુદુઃખ પામું, કર મુજ આતમરાયો. ચ૦ ૬

## શ્રી સામાન્ય જિન સ્તવન

(રાગ–દેવ તુજ સિદ્ધાંત દીઠો)

સકલ સમતા સુરલતાનો, તુંહિ અનોપમ કંદરે;
તુહી કૃપારસ કનકકુંભો, તુંહિ જિણંદ મુણિંદ રે. પ્રભુ૦ ૧

તુંહી તુંહી તુંહી તુંહી, તુંહી ધરતા ધ્યાન રે;
તુજ સ્વરૂપી જે થયા તેણે, લહ્યું તાહરૂં તાન રે. પ્રભુ૦ ૨

તુંહી અલગો ભવ થકી પણ, ભવિક તાહરે નામ રે;
પાર ભવનો તેહ પામે, એહિ અચરીજ ઠામ રે. પ્રભુ૦ ૩

જનમ પાવન આજ માહરો, નિરખીયો તુજ નૂર રે,
ભવોભવ અનુમોદના જે, હુઓ આપ હજૂર રે. પ્રભુ૦ ૪

એક માહરો અખય આતમ, અસખ્યાત પ્રદેશ રે,
તાહરા ગુણ છે અનતા, કિમ કરૂ તાસ નિવેશ રે પ્રભુ૦ ૫

એક એક પ્રદેશ તાહરે, ગુણ અનતનો વાસ રે,
એમ કહી તુજ સહજ મીલત, હોયે જ્ઞાન પ્રકાશ રે પ્રભુ૦ ૬

એક મેવા તાહરી જો, હોય અચલ સ્વભાવ રે,
જ્ઞાનવિમલ સૂરિંદ પ્રભુતા, હોય સુજસ જમાવ રે
પ્રભુ તુહી તુહી તુહી તુહી, તુહી ધરતા ધ્યાન રે. પ્રભુ૦ ૭

## સામાન્ય જિન સ્તવન

આજ મારા પ્રભુજી સામુ જુઓ ને, સેવક કહીને બોલાવો રે,
એટલે હું મનગમતુ પામ્યો, રૂઠડા બાળ મનાવો મારા સાંઇરે
આજ૦ ૧

પતિતપાવન શરણાગતવત્સલ, એ જશ જગમા ચાવોરે,
મનરે મનાવ્યા વિણુ નહીં મૂકુ, એહી જ મારો દાવો
આજ૦ ૨

કબજે આવ્યા તે નહીં મૂકુ, જિહાં લગે તુમ સમ થાવો રે,
જો તુમ ધ્યાન વિના શિવ લહીએ, તો તે દાવ બતાવો રે
આજ૦ ૩

મહાગોપ ને મહાનિર્યામક, ઈણિ પરે બિરૂદ ધરાવો રે,
તો શુ આશ્રિતને ઉદ્ધરતા, બહુ બહુ શુ કહાવો રે
આજ૦ ૪

જ્ઞાનવિમલ ગુરુનો નિધિ મહિમા, મંગળ એહી વધાવો રે;
અચળ અભેદપણે અવલંબી, અહોનિશ એહી દિલ ધ્યાવો રે.
આજ૦ ૫

## સામાન્ય જિન સ્તવન

(રાગ–સોહિની)

જિણંદા પ્યારા મુણિંદા પ્યારા, દેખોરે જિણંદા ભગવાન દેખોરે જિણંદા પ્યારા. એ ટેક. સુંદર રૂપ સ્વરૂપ વિરાજે, સ્વરૂપ વિરાજે, જગનાયક ભગવાન. દેખો રે૦ ૧ દરસ સરસ નીરખ્યો જિનજીકો, નીરખ્યો જિનજીકો, દાયક ચતુર સુજાણ. દેખો રે૦ ૨ શોક સંતાપ મિટયો અબ મેરો, મિટયો અબ મેરો, પાયો અવિચલ ભાણ. દેખો રે૦ ૩ સફળ ભઈ મેરી આજકી ઘડીયાં, આજકી ઘડીયાં; સફળ ભયે નેનું પ્રાણ. દેખો રે૦ ૪ દરિસણ દેખ મિટ્યો દુઃખ મેરો, મિટયો દુઃખ મેરો; આનંદઘન અવતાર. દેખો રે૦ ૫

## શ્રી સીમંધર જિન સ્તવન

પુકખલવઈ વિજયે જયો રે, નયરી પુંડરિગિણી સાર; શ્રી સીમંધર સાહિબા રે, રાય શ્રેયાંસ કુમાર, જિણંદરાય! ધરજો ધર્મસ્નેહ૦ ૧ મ્હોટા ન્હાના અંતરો રે, ગિરુઆ નવિ દાખંત; શશિ-દરિસણ સાયર વધે રે, કૈરવ વન વિકસંત. જિણંદ૦ ૨ ઠામ કુઠામ નવિ લેખવે રે, જગ વરસંત જલધાર; કર દોય કુસુમે વાસીયે રે, છાયા સવિ આધાર. જિણંદ૦ ૩

રાય ને ૨ક સરીખા ગણે રે, ઉદ્યોતે શશી સૂર, ગંગાજલ તે બિહુ તણા રે, તાપ કરે સવિ દૂર જિણંદ૦ ૪ સરીખા સહુને તારવા રે, તિમ તુમે છો મહારાજ!, મુજશું અંતર કિમ કરો રે, બાહ્ય ગ્રહ્યાની લાજ જિણંદ૦ ૫ મુખ દેખી ટીલુ કરે રે, તે નવિ હોય પ્રમાણ, મુજરો માને સવિ તણો રે, સાહિબ તેહ સુજાણ જિણંદ૦ ૬ વૃષભ લંછન માતા સત્યકી રે, નંદન રૂક્મિણીકંત, વાચક જશ ઈમ વિનવે રે, ભય-ભંજન ભગવંત જિણંદ૦ ૭

## શ્રી સીમંધર જિન સ્તવન

સુણો ચંદાજી! સીમંધર પરમાતમ પાસે જાજો મુજ વિનતડી, પ્રેમ ધરીને એણી પેરે તુમે સંભળાવજો એ આંકણી જે ત્રણ ભુવનનો નાયક છે, જસ ચોસઠ ઇંદ્ર પાયક છે, નાણ દરિસણ જેહને ખાયક છે સુણો૦ ૧ જેની કંચનવરણી કાયા છે, જસ ધોરી લંછન પાયા છે, પુંડરિગિણી નગરીનો રાયા છે સુણો૦ ૨ બાર પર્ષદામાહી બિરાજે છે, જસ ચોત્રીશ અતિશય છાજે છે, ગુણ પાંત્રીશ વાણીએ ગાજે છે સુણો૦ ૩ ભવિજનને જે પડિબોહે છે, તુમ અધિક શીતલ ગુણ સોહે છે, રૂપ દેખી ભવિજન મોહે છે સુણો૦ ૪ તુમ સેવા કરવા રસિયો છું, પણ ભરતમા દૂરે વસિયો છું, મહામોહરાય કર ફસિયો છું સુણો૦ ૫ પણ સાહિબ ચિત્તમા ધરીયો છે, તુમ આણાખડગ કર ગ્રહીયો છે, તો કાંઈક મુજથી ડરિયો છે સુણો૦ ૬ જિન ઉત્તમ પૂંઠ હવે પૂરો, કહે પદ્મવિજય થાઉં શૂરો, તો વાધે મુજ મન અતિ નૂરો સુણો૦ ૭

## શ્રી સીમંધર જિન સ્તવન

તારી મૂરતિએ મન મોહ્યું રે, મનના મોહનીયા! તારી સૂરતિએ જગ સોહ્યું રે, જગના જીવનીયા! તુમ જોતાં સવિ દુરમતિ વિસરી, દિન રાતડી નવી જાણી; પ્રભુ ગુણ ગણ સાંકળશું બાંધ્યું, ચંચલ ચિત્તડું તાણી રે. મ૦ ૧ પહેલાં તો એક કેવલ હરખે, હેજાળું થઈ હળિયો; ગુણ જાણીને રૂપે મિલિઓ, અભ્યંતર જઇ ભળિઓરે. મ૦ ૨ વીતરાગ ઇમ જસ નિસુણીને, રાગી રાગ કરેહ; આપ અરૂપી રાગ નિમિત્તે દાસ અરૂપ ધરેહ રે. મ૦ ૩ શ્રી સીમંધર! તું જગબંધુ, સુંદર તાહરી વાણી; મંદર ભૂધર અધિક ધીરજ ધર, વંદે તે ધન્ય પ્રાણી રે. મ૦ ૪ શ્રી શ્રેયાંસ નરેસર નંદન, ચંદન શીતલ વાણી; સત્યકી માતા વૃષભ લછન પ્રભુ, જ્ઞાનવિમલ ગુણખાણી રે, મ૦ ૫

## વીશ વિહરમાન તીર્થંકરોનું સ્તવન

સીમંધર, યુગમંધર, બાહુ, ચોથા સ્વામિ સુબાહુ; જંબૂદ્વીપ વિદેહે વિચરે, કેવળ-કમળા-નાહો, રે ભવિકા! વિહરમાન જિન વંદો, આતમ પાપ નિકંદો રે ભવિકા! ૧ સુજાત, સ્વયંપ્રભ, ઋષભાનન, અનંતવીરય ચિત્ત ધરિયે; સુરપ્રભ, સુવિશાળ, વજ્રધર, ચંદ્રાનન ધાતકીયે રે. ભવિકા૦ ૨ ચંદ્રબાહુ, ભુજંગ, ઇશ્વર, નેમિનાથ, વીરસેન; દેવજશા, ચંદ્રજશા, અજિતવીર્ય, પુક્ખરદ્વીપ પ્રસન્ન રે, ભ૦ ૩ આઠમી, નવમી, ચોવીશ, પચવીશમી, વિદેહવિજયે જયવંતા, દશલાખ કેવળી, સો ક્રોડ સાધુ, પરિવારે ગહગહંતા રે. ભ૦

૪ ચોરાશી લાખ પૂરવ જિનજીવિત, ચોત્રીશ અતિશય ધારી, સમવસરણ બેઠા પરમેશ્વર, પડિબોહે નરનારી રે ભવિકા૦ ૫ ક્ષમાવિજય જિન કરુણાસાગર, આપ તર્યા પર તારે, ધર્મનાયક શિવમારગદાયક, જન્મજરા દુ ખ વારે રે ભવિકા૦ ૬

## શ્રી સીમંધર જિન સ્તવન

ધન્ય ધન્ય ક્ષેત્ર મહાવિદેહજી, ધન્ય પુંડરિગિણીગામ,
ધન્ય તિહાંના માનવી જી, નિત્ય ઉઠી કરે રે પ્રણામ,
જયવંતા જિનવર ! કહીયે રે હું તમને વાંદીશ ૧

ચાંદલીઆ સંદેશડો જી, કહેજો સીમંધર સ્વામ,
ભરતક્ષેત્રના માનવી જી, નિત્ય ઉઠી કરે રે પ્રણામ' સીમંધર૦ ૨

સમવસરણ દેવે રચ્યું ત્યાં, ચોસઠ ઇંદ્ર નરેશ,
સોના તણે સિંહાસન બેઠા, ચામર છત્ર ધરેશ સીમંધર૦ ૩

ઇંદ્રાણી કાઢે ગુંહુલી જી, મોતીના ચોક પુરેશ,
લળી લળી લીએ લૂંછણાં જી, જિનવર દીયે ઉપદેશ સીમંધર૦ ૪

એક સમે મેં સાંભળ્યું જી, હવે કરવા પચ્ચખાણ,
પોથી ઠવણી તિહાં કને જી, અમૃતવાણી વિશાળ સીમંધર૦ ૫

રાયને વ્હાલા ઘોડલા જી, વેપારીને વ્હાલા છે દામ,
અમને વ્હાલા સીમંધરસ્વામી, જેમ સીતાને શ્રીરામ સીમં૦ ૭

નહિ માગું પ્રભુ રાજઋદ્ધિજી, નહિ માગું ગરથ ભંડાર,
હું માગું પ્રભુ એટલું જી, તુમ પાસે અવતાર સીમંધર૦ ૮

સમયસુંદરની વિનતિ જી. માનજો વારંવાર;
બે કર જોડી વિનવે જી, વિનતડી અવધાર સીમંધર૦ ૯

## શ્રી વજ્રધર જિન સ્તવન

(રાગ–નદી યમુનાકે તીર)

વિહરમાન ભગવાન, સુણો મુજ વિનતિ;
જગતારક જગનાથ અછો ત્રિભુવનપતિ,
ભાસક લોકાલોક, તિણે જાણો છતિ;
તો પણ વીતકવાત, કહું છું તુજ પ્રતિ. ૧

હું સરૂપ નિજ છોડી, રમ્યો પર પુદ્‌ગલે,
ઝીલ્યો ઉલ્લટ આણી, વિષયતૃષ્ણા જલે;
આશ્રવ બંધ વિભાવ, કરૂં રુચિ આપણી,
ભુલ્યો મિથ્યાવાસ, દોષ દેઉં પરભણી. ૨

અવગુણ ઢાંકણ કાજ, કરૂં જિનમતક્રિયા;
ન તજું અવગુણ ચાલ, અનાદિની જે પ્રિયા;
દૃષ્ટિરાગનો પોષ, તેહ સમકિત ગણું,
સ્યાદ્‌વાદની રીત, ન દેખું નિજપણું. ૩

મન તનુ ચપલ સ્વભાવ, વચન એકાંતતા,
વસ્તુ અનંત સ્વભાવ, ન ભાસે જે છતા;
જે લોકોત્તર દેવ, નમું લૌકિકથી,
દુર્લભ સિદ્ધ સ્વભાવ, પ્રભો તહકીકથી. ૪

મહાવિદેહ મઝાર કે, તારક જિનવરૂ,
શ્રી વજ્રધર અરિહંત, અનંત ગુણાકરૂ;

તે નિર્યામક શ્રેષ્ઠ સહી મુજ તારશે,
મહાવૈદ્ય ગુણ યોગ, રોગ ભવ વારશે ૫

પ્રભુ મુખ ભવ્ય સ્વભાવ, સુણજો માહરો,
તો પામે પ્રમોદ, એહ ચેતન ખરો,
થાયે શિવપદ આશ, રાશિ સુખવૃંદની,
સહજ સ્વતંત્ર સ્વરૂપ, ખાણ આણંદની ૬

વલગ્યા જે પ્રભુ નામ, ધામ તે ગુણ તણા,
ધારો ચેતન રામ, એહ થિર વાસના,
દેવચંદ્ર જિનચંદ્ર, હૃદય થિર થાપજો,
જિન-આણા-યુત ભક્તિ, શક્તિ મુજ આપજો ૭

### શ્રી સીમંધરસ્વામીનુ સ્તવન (પત્ર રૂપે)

સ્વસ્તિ શ્રી મહાવિદેહ ખેત્રમા, જીહા રાજે તીર્થંકર વીશ, અને નમુ શીશ કાગળ લખુ કોડથી ૧

સ્વામી જઘન્ય તીર્થંકર વીશ છે, ઉત્કૃષ્ટા એકસો સીત્તેર, તેમાં નહીં ફેર કા૦ ૨

સ્વામી બાર ગુણે કરી યુક્ત છો, અંગે લક્ષણ એક હજાર ઉપર આઠ સાર કા૦ ૩

સ્વામી ચોત્રીશ અતિશયે શોભતા, વાણી પાત્રીશ વચન રસાળ, ગુણો તણી માળ કા૦ ૪

સ્વામી ગંધહસ્તી સમ ગાજતા, ત્રણ લોકતણા પ્રતિપાળ છો દીનદયાળ કા૦ ૫

સ્વામી કાયા સુકોમળ શોભતી, શોભે સુંદર સોવન વાન કરૂં પ્રણામ. કા૦ ૬

સ્વામી ગુણ અનંત છે આપના, એક જીભે કહ્યા કેમ જાય, લખ્યા ન લખાય. કા૦ ૭

ભરતક્ષેત્રથી લિખિતંગ જાણજો, આપ દર્શન ઇચ્છિત દાસ, રાખું તુમ આશ. કા૦ ૮

મેં તો પૂર્વે પાપ કીધાં ઘણાં, જેથી આપ દરિસણ રહ્યા દૂર, ન પહોંચું હજુર. કા૦ ૯

મારા મનમાં સંદેહ અતિ ઘણાં, જવાબ વિના કહ્યા કેમ જાય; અંતર અકળાય. કા૦ ૧૦

આડા પાળ પરવત ને ડુંગરા, જેથી નજર નાખી નવ જાય, દર્શન કેમ થાય. કા૦ ૧૧

સ્વામી કાગળ પણ પહોંચે નહિ, નવી પોંચે સંદેશો કે શાહી, અમે રહ્યા આંહી. કા૦ ૧૨

દેવે પાંખ આપી હોત પીંડમેં, ઉડી આવું દેશાવર દૂર, તો પહોંચું હજુર. કા૦ ૧૩

સ્વામી કેવળજ્ઞાને કરી દેખજો, મારા આતમના છો આધાર, ઉતારો ભવપાર. કા૦ ૧૪

ઓછું અધિકું ને વિપરીત જે લખ્યું, માફ કરજો જરૂર જિનરાય, લાગું તુમ પાય. કા૦ ૧૫

સવત ઓગણીસો ત્રેપન (૧૯૫૩) સાલમા, હરખે હરખ
વિજય ગુણ ગાય, પ્રેમે પ્રણમુ પાય, કાગળ લખુ કોડથી ૧૬

## શ્રી સીમધર જિન સ્તવન

મનડુ તે મહારૂ મોકલે મહારા વહાલાજી રે, શશહર
સાથે સદેશ, જઈને કહેજો મહારા વાલાજીરે, ભરતના ભક્તને
તારવા મહા૦ એકવાર આવોને આ દેશ જઈ૦ ૧ પ્રભુજી
વસો પુષ્કલાવતી મહા૦ મહાવિદેહ ક્ષેત્ર મઝાર જઈ૦ પુરી
રાજે પુડરિગિણી મહા૦ જિહા પ્રભુનો અવતાર જઈ૦ ૨
શ્રી સીમધર સાહેબા મહા૦ વિચરતા વીતરાગ જઈ૦ પડિબોહે
બહુ પ્રાણીને મહા૦ તેહનો પામે કુણ તાગ જઈ૦ ૩ મન
જાણે ઉડી મળુ મહા૦ પણ પોતે નહી પાખ જઈ૦ ભગવત
તુમ જોવા ભણી, મહા૦ અલજો ધરે છે બેહુ આખ જઈ૦ ૪
દુર્ગમ મોટા ડુગરા મહા૦ નદી નાળાનો નહી પાર જઈ૦
ઘાટીની આંટી ઘણી મહા૦ અટવી પથ અપાર જઈ૦ ૫
કોડી સોનૈયે કાશીદુ મહા૦ કરનારો નહી કોઈ જઈ૦ કાગલીયો
કેમ મોકલુ મહા૦ હોશ તો નિત્ય નવલી હોય જઈ૦ ૬
લખુ જે જે લેખમા મહા૦ લાખો ગમે અભિલાપ જઈ૦ તે
લહેજ઼ામા તમે લહો મહા૦ સમય પુરે છે સાખ જઈ૦ ૭
લોકાલોક સ્વરૂપના મહા૦ જગમા તુમે છો જાણ જઈ૦ જાણ
આગે શુ જણાવીયે મહા૦ આખર અમે અજાણ જઈ૦ ૮
વાચક ઉદયની વિનતિ, મહા૦ શશહર કહ્યા સદેશ જઈ૦
માની લેજો માહરી મહા૦ વસતા દૂર વિદેશ જઈ૦ ૯

## શ્રી યુગમંધર જિન સ્તવન

( મધુકરની દેશી )

શ્રી યુગમંધરને કહેજો કે [1]દધિસુત વિનતડી સુણજો રે શ્રી યુગ૦ એ આંકણી, કાયા પામી અતિ કૂડી, પાંખ નહીં આવું ઉડી; લબ્ધિ નહીં કોઈ રૂડી રે શ્રી યુગ૦ ૧ તુમ સેવામાંહિ સુર કોડી, ઈહાં આવે જો એક દોડી; આશ ફળે પાતક મોડી રે. શ્રી યુગ૦ ૨ દુઃષમ-સમયે ઇણે ભરતે, અતિશય નાણી નવિ વરતે, કહીએ કહો કોણ સાંભળતે રે? શ્રી યુગ૦ ૩ શ્રવણાં સુખિયાં તુમ નામે, નયણાં દરિસણ નવિ પામે; એ તો ઝગડાને ઠામે રે. શ્રી યુગ૦ ૪ ચાર આંગળ અંતર રહેવું, [2]શોકલડીની પેરે દુઃખ રહેવું; પ્રભુ વિના કોણ આગળ કહેવું રે? શ્રી યુગ૦ ૬ બેહુનો એક મતો થાવે, કેવલ નાણ જુગલ પાવે; તો સવિ વાત બની આવે રે. શ્રી યુગ૦ ૭ ગજ લંછન ગજગતિગામી, વિચરે વપ્રવિજય સ્વામી; નયરી વિજયા ગુણ ધામી રે. શ્રી યુગ૦ ૮ માતા સુતારાએ જાયો, સુદૃઢ નરપતિ કુળ આયો; પંડિત જિનવિજયે ગાયો રે. શ્રી યુગ૦ ૯

## શ્રી સીમંધર જિન સ્તવન

( રાગ-ઋષભ જિનરાજ મુજ આજ )

આજ જિનરાજ! મુજ કાજ સિધ્યાં સવે, વિનતિ માહરી ચિત્ત ધારી; માર્ગ જો મેં લહ્યો તુજ કૃપારસ થકી,

---

૧ ચંદ્રમા. ૨ આંખ અને કાનને ચાર આંગળનું છેટું છે. તેથી કાન યુગમન્ધરસ્વામીનું નામ સાંભળે છે; પણ પ્રભુ દૂર હોવાથી આંખ દેખી શકતી નથી, તેથી આંખને શોક્યની પેઠે દુઃખ થાય છે.

તો હુઈ સમ્પદા પ્રગટ સારી આજ૦ ૧ વેગલો મત હુજે દેવ! મુજ મન થકી, કમલના વન થકી જિમ પરાગો, ચમક પાષાણુ જિમ લોહને ખેચશે, મુક્તિને સહજ તુજ ભક્તિ રાગો આજ૦ ૨ તુ વસે જો પ્રભો! હર્ષભર હિયડલે, તો સકલ પાપના બધ તૂટે, ઉગતે ગગન સૂર્યતણે મણ્ડલે, દહ દિશિ જિમ તિમિર પડલ ફૂટે આજ૦ ૩ સીચજે તુ સદા, વિપુલ કરુણારસે, મુઝ મને શુદ્ધ મતિ કલ્પવેલી, નાણુ દંસણ કુસુમ ચરણવર મજરી, મુક્તિફલ આપશે તે અકેલી આજ૦ ૪ લોકસન્નાથકી લોક બહુ વાઉલો, રાઉલો દાસ તે સવિ ઉવેખે, એક તુજ આણસુ જેહ રાતા રહે, તેહને એહ નિજ મિત્ર દેખે આજ૦ ૫ આણ જિણભાણ! તુજ એક હુ શિર ધરુ, અવરની વાણી નવિ કાને સુણીએ, સર્વ દર્શન તણુ મૂલ તુજ શાસને, તેણે તે એક સુવિવેક થુણીએ આજ૦ ૬ તુજ વચન રાગ સુખસાગરે હુ ગણુ, સકલ સુર મનુજ સુખ એક બિંદુ, સાર કરજો સદા દેવ! સેવક તણી, તુ સુમતિ કમલિની વન દિણુદ આજ૦ ૭ જ્ઞાન યોગે ધરી તૃપ્તિ નવિ લીજિયે, ગાજિયે એક તુજ વચનરાગે, શક્તિ ઉલ્લાસ અધિકો હોશે તુજ થકી, તુ સદા સકલ સુખહેતુ જાગે આજ૦ ૮

## શ્રી સીમધર સ્વામીનુ સ્તવન

કોઈ કહે સીમધર સ્વામી આવીયારે, આવીને કર્યો રે જુહાર, મુજ આગણુ આબો ફલ્યો, કોઇ ઘાલે રે બાવળ શુ બાથ સલુણાદેવ સ્વામી સીમધર દેવ, કોઈ મલ રે બલીહારીનો સઘ, સલુણા દેવ સ્વામી સીમધર દેવ૦ ૧ સાગર સાયર જલ ભર્યો

રે, વચ્ચે મેરૂ પર્વત રૂણ; દ્વીપ સમુદ્ર આડા ઘણાં, મુજ આવણ જાવણ ઘણું દૂર સલુણા૦ સાગર શાહી જો કરૂં, લેખન કરૂં વનરાઈ; આપ કાગળ જો લખું; તુમારા ગુણ રે, વરણ્યા નહિ જાય. સલુણા૦ કોઈ કહે સીમંધર સ્વામી આવ્યારે, આવીને કર્યો રે જુગવાસ; તેહની જીભડી જડાવું સોનાતણી, તેના દુધડે પખાલીશ પાય. સલુણા૦ સ્વામી સ્વપને જો મલો રે, તો કરું મનડાની વાત; તુમ સરીખા સાહીબા જો મીલે, મુજ જાય રે વેદન કેરી વાત. સલુણા૦ મુજ હૈયું હેજે ભર્યું રે, શ્વાસ ભર્યો ઉજમાલ; ગુણસુંદર વાચક એમ કહે, મુજ મલ્યો રે સીમંધર દેવ. સલુણા૦

## શ્રી સીમંધરસ્વામીનું સ્તવન

( સાહિબ અજિત જિણંદ જુહારીએ—એ દેશી )

સાહેબ શ્રી સીમંધર સાહિબા, સાહેબ તુમ પ્રભુ દેવાધિદેવ;
સનમુખ જુઓને મારા સાહિબા, સાહેબ મન શુદ્ધે કરૂં તુમ સેવ;
એક વાર મળોને મારા સાહિબા૦ ૧

સાહેબ સુઃખ દુઃખ વાતો મ્હારે અતિઘણી,
સાહેબ કોણ આગળ કહું નાથ !
સાહેબ કેવળજ્ઞાની પ્રભુ જો મળે, સાહેબ તો થાઉં હું સનાથ.
એકવાર૦ ૨

સાહેબ ભરતક્ષેત્રમાં હું અવતર્યો, સાહેબ ઓછું એટલું પુણ્ય;
સાહેબ જ્ઞાની વિરહ પડ્યો આકરો, સાહેબ જ્ઞાન રહ્યું અતિ ન્યૂન.
એક વાર૦ ૩

સાહેબ દશ દૃષ્ટાંતે દોહીલો, સાહેબ ઉત્તમ કુલ સૌભાગ,
સાહેબ પામ્યો પણ હારી ગયો, સાહેબ જેમ રત્નને ઉડાડ્યો કાગ
એક વાર૦ ૪

સાહેબ ષડ્ રસ ભોજન બહુ કર્યા, સાહેબ તૃપ્તિ ન પામ્યો લગાર,
સાહેબ હુ રે અનાદિની ભૂલમા, સાહેબ રઝળ્યો ઘણો સ સાર
એક વાર૦ ૫

સાહેબ સ્વજન કુટુ બ મટયા ઘણા, સાહેબ તેહને દુ ખેદુ ખી થાય,
સાહેબ જીવ એક ને કર્મ જૂજૂઆ, સાહેબ તેહથી દુર્ગતિ જાય
એક વાર૦ ૬

સાહેબ ધન મેળવવા હુ ધસમસ્યો, સાહેબ તૃષ્ણાનો નાવ્યો પાર,
સાહેબ લોભે લટપટ બહુ કરી, સાહેબ ન જોયો પાપ વ્યાપાર
એક વાર૦ ૭

સાહેબ જેમ શુદ્ધાશુદ્ધ વસ્તુ છે, સાહેબ રવિ કરે તેહ પ્રકાશ,
સાહેબ તિમહીજ જ્ઞાની મળે થકે,
સાહેબ તે તો આપે રે સમકિત વાસ એક વાર૦ ૮

સાહેબ મેઘ વરસે છે વાડમા, સાહેબ વરસે છે ગામે ગામ,
સાહેબ ઠામ કુઠામ જુએ નહીં, સાહેબ એવા મ્હોટાના રે કામ
એક વાર૦ ૯

સાહેબ હુ વસ્યો ભરતને છેડલે,
સાહેબ તુમે વસ્યા મહાવિદેહ મોઝાર,
સાહેબ દૂર રહી કરૂ વ દના, સાહેબ ભવસમુદ્ર ઉતારો પાર
એક વાર૦ ૧૦

સાહેબ તુમ પાસે દેવ ઘણા વસે, સાહેબ એક મોકલજો મહારાજ;
સાહેબ મુખનો સંદેશો સાંભળો સાહેબ તો સહેજે સરે મુજકાજ.
એક વાર૦ ૧૧

સાહેબ હું તુમ પગની મોજડી, સાહેબ હું તુમ દાસનો દાસ;
સાહેબ જ્ઞાનવિમલસૂરિ એમ ભણે,સાહેબ મને રાખો તમારીપાસ.
એક વાર૦ ૧૨

## શ્રી સીમંધરસ્વામીનું સ્તવન

શ્રી સીમંધર સાહીબા રે, વિનતડી અવધાર;
ભવસાગરમાં બુડતા રે, બાંહ ગ્રહી મુજ તાર રે.
કર જોડી કહું આજ, માનો મુજ અરદાસ રે.
શિર નામી કહું આજ. ૧

દક્ષિણ ભરતમાં અમે રહ્યાં, પુષ્કરાવર્ત જિનરાજ;
અંતર તો દીસે ઘણો રે, કેમ સરશે મુજ કાજ. શિર૦ ૨

જલમાં વસે રે કુમુદિની રે, ઇંદો વસે રે આકાશ;
જેમ તુમે ઇચ્છા પુરતા રે, તેમ પ્રભુ પુરો મુજ આશ રે. શિર૦ ૩

જે તુમ આણા શિર ધરે રે, સુખીયા કહીયે રે તેહ;
વલી વલી શું કહું વાલંભા રે, મુજ શું ધરજો નેહ રે. શિર૦ ૪

તું માતા તુંહીજ પિતા રે, ભ્રાતા તું જગબંધ;
મહેર કરો મુજ ઉપરે રે, કરો કરુણા રસ શુદ્ધ. શિર૦ ૫

શ્રી શ્રીવિજય જિણંદનો રે, શિષ્ય વિજય ગુણ ગાય;
આજ પછી પ્રભુ તુમ વિના, અવર શું નમવા નીમ. શિર૦ ૬

## શ્રી નવપદજીનુ સ્તવન

નરનારી રે, ભમતા ભવ ભર દરીએ, નવપદનુ ધ્યાન સદા ધરીએ,
સુખકારી રે, તો શિવસુદરી વરીએ, નવપદનુ ધ્યાન સદા ધરીએ ૧

પહેલે પદશ્રી અરિહત રે, કરી આઠ રિપુનો અત રે,
થયા શિવ રમણીના કત રે, પદ બીજે રે સિદ્ધ ભજી દુ ખ હરીએ રે,
નવપદનુ ધ્યાન સદા ધરીએ, સુખકારી રે, તો શિવસુદરી વરીએ
નવ૦ ૨

આચાર્ય નમુ પદ ત્રીજે રે, ચોથે પદ પાઠક લીજે રે,
પ્રીતેથી પાય પ્રણમીજે રે, પદ પાચમે રે મુનિ મહારાજ ઉચરીએ
નવ૦ ૩

છઠે પદ દર્શન જાણુ રે, જ્ઞાન ગુણ મુખ્ય વખાણુ રે,
આ જગમા ખરૂ નાણુ રે, બહુ ખરચો રે, તોએ ન ખૂટે જરા એ
નવ૦ ૪

ચારિત્રપદ નમુ આઠમે, નવમે તપ કરો બહુ ઠાઠે રે,
દુ ખ દારિદ્ર જેહથી નાસે રે, જિનવરની રે, પ્યારથી પૂજા કરીએ રે
નવ૦ ૫

નવદિન શીયલ વ્રત પાળો રે, પડિકમણુ કરી દુ ખ ટાળો રે,
જેમ ચ પાપતિ શ્રીપાલ રે, મન માહી રે શ કા ન રાખો જરીએ
નવ૦ ૬

ઓગણીસ અઠાવન વર્ષે રે, પોષ માસ પુનમ તિથિ ફરશે રે,
ભાવે ગાવે તે ભવ નવિ ફરસે રે, નિશ ચશી રે ધર્મ કહે ભવ તરીએ રે
નવ૦ ૭

## શ્રી નવપદજીની ઓળીનું સ્તવન

દેશ મનોહર માળવો, નિરુપમ નયરી ઉજેણુ લલના;
રાજ કરે તિહાં રાજીઓ, પ્રજાપાળ ભૂપાળ લલના.
શ્રી સિદ્ધચક્ર આરાધીએ. ૧

તસ અંગજા બે બાલિકા, મયણાં જગ વિખ્યાત લલના,
જિનમતી પાસે વિદ્યા ભણી, ચોસઠ કળા વિશાળ લલના.
શ્રી સિદ્ધચક્ર૦ ૨

સાતશેં કોઢીનો અધિપતિ, શ્રી શ્રીપાળ નરિંદ લલના;
પરણાવી મયણા તેહને, કોઢીશું ધરતી નેહ લલના.
શ્રી સિદ્ધચક્ર૦ ૩

પિયુ! ચાલો દેવ જુહારીએ, ઋષભજિણંદ ઈષ્ટદેવ લલના;
પુજી પ્રણમી આવીઆ, ગુરુ પાસે સસનેહ લલના.
શ્રી સિદ્ધચક્ર૦ ૪

કહે મયણા સુણો પૂજ્યજી, તુમ શ્રાવકનો રોગ લલના;
કવણ કર્મસંજોગથી, કેમ જાશે એ રોગ લલના.
શ્રી સિદ્ધચક્ર૦ ૫

ગુરુ કહે વત્સ! સાંભળો, નહીં અમ અવર આચાર લલના;
સિદ્ધચક્ર જંત્ર જોઈને, કરશું તુમ ઉપકાર લલના.
શ્રી સિદ્ધચક્ર૦ ૬

આસો શુદિ સાતમ દિને, કીજે ઓળી ઉદાર લલના;
પાંચે ઇંદ્રિય વશ કરી; કેવલ ભૂમિસંથાર લલના.
શ્રી સિદ્ધચક્ર૦ ૭

પડિક્કમણા દોય ટકના, દેવવંદન ત્રણ કાળ લલના,
વિધિશુ જિનવર પૂજીએ, ગણણું તેર હજાર લલના
શ્રી સિદ્ધચક્ર૦ ૮

એમ નવ દિન આબિલ કરે, મયણા ને શ્રીપાળ લલના,
પંચામૃત ન્હવણે કરી, ન્હવરાવે ભરથાર લલના
શ્રી સિદ્ધચક્ર૦ ૯

શ્રી સિદ્ધચક્ર સેવા ફળી, પામ્યા સુખ શ્રીપાળ લલના,
પૂરવ પુણ્ય પસાયથી, મુક્તિ લહે વરમાળ લલના
શ્રી સિદ્ધચક્ર૦ ૧૦

## શ્રી રાણકપુરતીર્થનુ સ્તવન

દેશમા વહાલોજી આવશે, રાણકપુર રસ રહેશે જી ત્રિલોક-
દીપક દેહરા, ચઉમુખ પ્રતિમા ચારે જી રાણકપુર રલિયામણું ૧

જ્યા રે વસે રે વ્યવહારીયો, ત્યા ધન્નોશા પોરવાડ જી,
જેણે રે મડપ માડિયો, ચોસઠ વિધાનુ પ્રમાણ જી રા૦ ૨

પહેલા ભોણુની માડણી, સાત હજાર એના થભજી,
અઠયાવીશ હજાર પ્રતિમા વસે, શ્રાવકે દીધુ બહુમાન જી રા૦ ૩

બીજા રે ભોણુની માડણી, આઠ હજાર એના થભ જી,
બત્રીશ હજાર પ્રતિમા વસે, મડપ રચ્યો મહોટે ઠામે જી રા૦ ૪

ત્રીજા રે ભોણુની માડણી, ચોરાશી શિખરે વખાણુ જી,
આદીશ્વર ભગવાન શોભતા, બીજી પ્રતિમાનો પાર ન જાણુ જી
રાણકપુર૦ ૫

બસો પાંત્રીશ પગથીઆં, એટલું દેશનું પરિમાણ જી;
ક્રોડ નવાણું સોનામહોરો ખરચી, છે ધનેશ્વર પોરવાડે જી.
રાણકપુર૦ ૬

જ્યારે દેહરું પુરું થયું, રાણકપુર રસ રહેશે જી;
યાત્રા કરો જિનજી તણી, ટાલશો ભવનો ફેરો જી. રા૦ ૭

માટે તે શહેર રાણકપુરું, ચાલીશ ગાઉનો ફેરો જી;
ચોરાશી ગચ્છના શ્રાવક વસે, મ્હોટા ધન્નોશા કહેવાણા જી.
રાણકપુર૦ ૮

પહેલા તે શ્રાવક એકલા, વલી તે પાંચસે માસે જી;
એટલા વરસ દેહરાને થયા, મહાવીરસ્વામી બેઠાં પાટે જી.રા૦ ૯

સંવત અઢાર પાંત્રીશનો, રુડો તે શ્રાવણ માસ જી;
મ્હોટી રે સઈ પરમેસરી, સ્તવન રચાવ્યું પેથલ ઉસવાલે જી.
રાણકપુર૦ ૧૦

## શ્રી કેસરીયાજીનું સ્તવન

( ભમરો ઉડેરે રંગમોહોલમાં રે–રાગ )

આજ સફલ દિન માહરો રે, વાંધો શ્રી ધૂલેવા રાય રે,
કેસરીયોજી ભેટીઓ રે, મેવાડ વાગડ વીચે શોભતો રે;
બાવન જિનાલયો પ્રાસાદ રે. કે૦ ૧

મેરૂ સમ ઉત્તંગ દેહરો રે, કોરણી અતિહી શ્રીકાર રે, કે૦
થંભે થભે શોભે પૂતલી રે, જાણીયે દેવવિમાન રે. કે૦ ૨

સુવર્ણનો દંડ કલશ અછે રે, રૂપ્ય કપાટ જોડી દોય રે, કે૦
રત્ને જડિત સુવર્ણ અંગિકા રે, તેજે જલામલ ભાણ રે. કે૦ ૩

પ્રભુજીની મૂર્તિ મોહની રે, તૃપ્તિ ન પામે નયણુ રે, કે૦
મહિમાવ ત મોહોટો તુમે રે, જગ સહુ નમે જસ પાય રે કે૦ ૪
નિત પૂજે પ્રભુ ભાવશુ રે, વ છિત ફલ લહે તામ રે, કે૦
આશા ધરીને હુ આવીયો રે, ઘો દરિસણુ મહારાજ રે કે૦ ૫
દેશાવરી સ ઘ આવે ઘણા રે, યાત્રા કરણુ નિતમેવ રે, કે૦
કેસરના કીચ મચી રહ્યા રે, નિત હોય મ ગલમાલ રે કે૦ ૬
ગૌમુખ યક્ષ ચક્રેસરી રે, શાસનદેવતા એહ રે, કે૦
કલિયુગમા સાચો ધણી રે, પરતા પૂરણહાર રે કે૦ ૭
શેઠ નરસિંહ નાથાના સ ઘમા રે, વર્તે છે જય જયકાર રે, કે૦
સ વત્ ઓગણીશ બાગોત્તરે રે, વૈશાખ વદી બીજ સાર રે કે૦ ૮
તિણે દીન પ્રભુજીને વાદીયા રે, સ ઘ સર્વે ગહઘટ રે, કે૦
પૂજા સાહમિવચ્છલ નિત પ્રતે રે, ખરચી લાહો લીધ રે કે૦ ૯
આઠ દિવસ કરી જાત્રા રે, સ ઘ સહૂ હર્ષેણ રે, કે૦
સૌભાગ્યેન્દુ શિષ્ય દેવચ દ્રને રે, જાત્રા થઈ સુખકાર રે કે૦ ૧૦

## શ્રી સમેતશિખરજીતીર્થનુ સ્તવન

તુહી નમો નમો સમેતશિખર ગિરિ,
આદીશ્વર અષ્ટાપદ સિધ્યા, વાસુપૂજ્ય ચ પાપુરી તુહી૦
નેમ ગયા ગિરનારે મુક્તિ, વીર પાવન પાવાપુરી તુહી૦
વીશ ટુકે વીશ જિનેશ્વર, સિધ્યા અનશન આદરી તુહી૦
જ્યોતિસ્વરૂપે હુ આ જગદીશ્વર, અષ્ટ કર્મનો ક્ષય કરી તુહી૦
પશ્ચિમ દિશે શત્રુ જય તીર્થ, પૂર્વ સમેતશિખર ગિરિ તુહી૦
મોક્ષ નગરના દોય દરવાજા, ભવિક જીવ રહ્યા સ ચરી તુહી૦

જગ વ્યાપક અક્ષય સાહીબ, પાપ સંતાપ કાટન ગિરિ. તુંહી૦
મોટું તીર્થ મોટો મહિમા, ગુણ ગાવત સુરાસુરી. તુંહી૦
વિષમ પહાડ ઉજ્જડ મેં ચિહું દીસી, ચોર ચરડ રહ્યા સંચરી. તુંહી૦
ભયંકર ડુંગર ભૂમિ ડરાવણુ, દેખત ડુંગર થરહરી. તુંહી૦
સંવત સત્તર ચુંમાલીશ વરસે, ચૈત્ર સુદિ ચોથે ધરી. તુંહી૦
કહે જિન હર્ષ વીશે ટુંકે, ભાવશું ચૈત્યવંદન કરી. તુંહી૦

## શ્રી સમેતશિખરજીનું સ્તવન

(રાગ—એટલો સંદેશો ચંદા જિનજી)

સમેતશિખર મુજને વાલેરૂં લાગે, પ્રગટ વસે છે વ્હાલો પાર્શ્વ જિણંદ સખી૦; સમેતશિખર મુજને વાલેરૂં લાગે૦ ૧ આટલો સંદેશો જઈને પ્રભુજીને કહેજો, ભવસાગર ક્યારે ઝાલશો હાથ સખી૦ ૨ ક્રોધ અગ્નિની જ્વાળા મુજને બાળે છે, કૃપા વારિનો ક્યારે કરશો વરસાદ. સખી૦ ૩ કામ સ્વરૂપી હસ્તી કચડી નાખે છે, શઠતા સ્વરૂપી સિંહ કરે છે નાદ. સખી૦ ૪ હું તો દાસી છું પ્રભુ પાર્શ્વ જિણંદની, સહેજે સલુણો મારો કોડીલો કંથ. સખી૦ ૫ દૃષ્ટિ ન દેખું આતો રાન ભયંકર, નજરે ન આવે પ્યારો પ્રેમીલો પંથ. સખી૦ ૬ કુટુંબ કબીલો એ તો સાચા શિયાળવા, ઘેરી રહ્યા છે મુજને આવી ચોપાસ. સખી૦ ૭ અંતરના બેલી પ્રભુજી ક્યારે ઉગારશો, હૈયામાં હવે મારે કંઈ નથી હામ. સખી૦ ૯ કરૂણાના સાગર પ્રભુજી જ્ઞાન ઉજાગર, વહાલું લાગ્યું છે પ્રભુ આપનું ધામ. સખી૦ ૯ અમીરસ ઝરતી મૂરતિ પ્યારી લાગે છે, કુમુદને વ્હાલો જેમ શારદનો ચંદ. સખી૦ ૧૦

સમેતશિખરવાસી પાર્શ્વ જિણંદજી, વામાદેવીનો રૂડો લાડીલો નંદ સખી૦ ૧૧ નટડીને દોર ઉપર જેવી છે સુરતા, એવી પ્રભુની સાથે મારી છે પ્રીત સખી૦ ૧૨ પદ્મવિજય સૂરિ એ રીતે બોલે, પ્રભુજીએ સંભાળી રૂડી રાખી છે પ્રીત સખી, સમેતશિખર મુજને વાલેરૂ લાગે૦ ૧૩

## શ્રી અષ્ટાપદજી તીર્થનું સ્તવન

અષ્ટાપદના રે શ્રી જિન વંદીયે, ઋષભાદિક ચોવીશ,
ભરતચક્રીયે જે કીધો ભાવશું તીરથ વિશ્વારે વીશ
અષ્ટાપદના૦ ૧

આદિ જિણંદે રે સ્વમુખ ઉપદિશ્યો, બારે પરસદ માંહી,
શ્રી જિન કેરા રે બિંબ ભરાવતા, જિન સમ થઇએ ઉછાંહી
અષ્ટાપદના૦ ૨

તવ ચક્રીએં રે બિંબ ભરાવીઆ, રયણના સઘલા રે બિંબ,
ઋષભાદિક ચોવીશ કરાવીયા, નિજ નિજ માને પ્રલંબ
અષ્ટાપદના૦ ૩

જોજન માને રે એક પગથીઉ, એહવા પગથીયા આઠ,
અષ્ટાપદગિરિ તેણે ભાસીએ, આગમમાંહી રે પાઠ
અષ્ટાપદના૦ ૪

તે ઉપર બહુ ભાવે કરાવીઆ, સોવનમય પ્રાસાદ,
ધ્વજ દંડ સોહે કંચન કેરા, લેતા ગગન ચૂરે વાદ
અષ્ટાપદના૦ ૫

અતિ શુભ મુહૂર્તે રે પ્રભુ બેસાડીઆ, કરીય પ્રતિષ્ઠા સાર;
પૂરવ દિશી બે ઋષભ અજિતજીના, દક્ષિણ સંભવ ચાર.
અષ્ટાપદના૦ ૬

સુપાર્શ્વ આદે રે આઠ જિનેસરૂ, પશ્ચિમ દિશે બેસંત;
ધર્મ જિણંદથી રે દશ ઉત્તર દિશે, થાપ્યા ઈમ ભગવંત.
અષ્ટાપદના૦ ૭

સિંહનિષાદી રે આકૃતિ તેહની, સમનાસા સુખકાર;
ઈમ બેસાડયાં રે ચોવીશે જિનવરા, પદ્માસન નિરધાર.
અષ્ટાપદના ૮

સત્તરભેદી રે પ્રભુપૂજા રચે, સમકિત નિરમલ કીધ;
દેશી વિદેશી રે સંઘ જાયે ઘણાં, અરચે પ્રણમે સમૃદ્ધ.
અષ્ટાપદના૦ ૯

ઋષભ જિણંદે રે મુક્તિ વધૂ વરી, તિણ એ તીરથ મહંત;
ચઉસઠ સુરપતિ રે આવી હરખથી, ઓચ્છવ કરત અનંત.
અષ્ટાપદના૦ ૧૦

રાવણ રાણો રે આવ્યો ઈણ ગિરિ, વીણા વજાવી સાર;
ત્રુટી તાંતરે નસ સાંધી તેણે, જિન થાશે શ્રીકાર.
અષ્ટાપદના૦ ૧૧

ગૌતમ ગણધર રે જાત્રા આવીઆ, વાંદીને જિનચંદ;
તાપસ સઘલા રે વલતા શિષ્ય કર્યા, તે થયા જ્ઞાન દિણંદ.
અષ્ટાપદના૦ ૧૨

એમ બહુ પ્રાણીએ રે જાત્રા કરી, વશી થયા શિવપુર વાસ,
ચરમશરીરી રે જે હોએ જીવડા, તે ચડે ઇણ ગિરિ ખાસ
અષ્ટાપદના૦ ૧૩

નીત ત્રિહુ કાલે રે, જે કરે વંદના, અધિકો આણી ભાવ,
સમ્યક્ત્વ દરસન રે નાણ ચરણ વરે, થાયે શુદ્ધ સ્વભાવ
અષ્ટાપદના૦ ૧૪

અચલગચ્છે રે અધિપતિ સોહીએ, શ્રી વિદ્યાસાગરસૂરિ,
તસ વિનયી કહે રે જ્ઞાન વિબુધ વરી, પ્રભુનામ સુખકારી
અષ્ટાપદના૦ ૧૫

## શ્રી અષ્ટાપદગિરિતીર્થનું સ્તવન

અષ્ટાપદ અરિહંતજી, મ્હારા વ્હાલાજીરે, આદીશ્વર અવધાર,
નમીએ નેહશું મ્હારા૦ દશ હજાર મુણિંદશું મ્હારા૦
વરિયા શિવવધૂ સાર નમીયે૦
ભરતભૂપે ભાવે કર્યો મ્હારા૦ ચઉમુખ ચૈત્ય ઉદાર
નમીયે૦ ૧

જિનવર ચોવીશે જિહાં મ્હારા૦ થાપ્યા અતિ મનોહાર
નમીયે૦ ૨

વરણપ્રમાણે વિરાજતા મ્હારા૦ લંછન ને અલંકાર, નમીયે૦
સમનાસાયે શોભતા, મ્હારા૦ ચિહું દિશે ચાર પ્રકાર
નમીયે૦ ૩

મંદોદરી રાવણ તિહાં, મ્હારા૦ નાટક કરતાં વિચાલ, નમીયે૦
તુટી તાંત તવ રાવણે મ્હારા૦ નિજકર વીણા તતકાલ.
નમીયે૦ ૪

કરી બજવી તિણે સમે મ્હારા૦ પણ નવિ તોડયું તે તાન, નમીયે૦
તીર્થંકર પદ બાંધીયું, મ્હારા૦ અદ્ભુત ભાવશું ગાન.
નમીયે૦ ૫

નિજ લબ્ધે ગૌતમ ગુરુ મ્હારા૦ કરવા આવ્યા તે જાત્ર, નમીયે૦
જગચિંતામણિ તિહાં કર્યું, મ્હારા૦ તાપસ બોધ વિખ્યાત.
નમીયે૦ ૬

એ ગિરિ મહિમા મ્હોટકો મ્હારા૦ તેણે ભવ પામે જે સિદ્ધ, ન૦
જે નિજ લબ્ધે જિન નમે મ્હારા૦ પામે શાશ્વત ઋદ્ધિ.
નમીયે૦ ૭

પદ્મવિજય કહે એહના, મ્હારા૦ કેતા કરૂં વખાણ નમીયે૦
વીર સ્વમુખે વરણવ્યો મ્હારા૦ નમતાં કોડી કલ્યાણ.
નમીયે૦ ૮

## શ્રી અષ્ટાપદજીતીર્થનું સ્તવન

(રાગ–નિંદા મ કરજો કોઈની પારકી રે)

મનડું અષ્ટાપદ મોહ્યું માહરૂં જી, નામ જપું નિશદિશજી; ચઉ અઠ દસ દોય વંદીયે જી, ચઉદિશિ જિન ચોવીશ જી. મનડું૦ ૧ એક એક જોજન આંતરૂં જી, પાવડીયાં છે આઠ જી, આઠ જોજન ઉચું દેહરૂં જી; જીવ આવી ઉભા જોયજી. મનડું૦ ૨ ભરતે ભરાવ્યાં ભલે દેહરાંજી, શોભે હીરાનાં તિહાં

થભજી, આપ મૂરત સેવા કરેજી, પાપ ગયા સવિ દૂરજી મનડુ૦ ૩ ગૌતમસ્વામી તિહા ચડયાજી, આણામા શ્રી તીર્થંકરજી, ગોત્ર તીર્થંકર તિહા બાધીયુજી, રાવણે કરી નાટારભજી મનડુ૦ ૪ દૈવે ન દીધી મુજને પાખડીજી, કિમ કરી આવુ હજુરજી, સમયસુદર કહે વદનાજી, પ્રહ ઉગમતે સૂર્યજી મનડુ૦ ૫

### શ્રી અષ્ટાપદજીનુ સ્તવન

(રાગ–નીંદરડી વેરણ હુઈ રહી)

શ્રી અષ્ટાપદ ઉપરે, જાણી અવસર હો આવ્યા આદિનાથ કે,
ભાવે ચોસઠ ઇદ્ર શુ, સમવસરણ હો મલ્યા મોટા સાથ કે
શ્રી૦ ૧

વિનિતાપુરથી આવિયો, બહુ સાથે હો વળી ભરત ભૂપાલ કે,
વાદી હઇડા હેજશુ, તાતમુરતિ હો નીકે નયણે નિહાલ કે
શ્રી૦ ૨

લઈ લાખીણા ભામણા, કહે વયણા હો મારા નયના ધન્ન કે,
વિણુસાકળ વિણુદોરડે, બાધી લીધુ હો વહાલા તે મન્ન કે
શ્રી૦ ૩

લઘુભાઇએ લાડકા, તે તો તાતજી હો રાખ્યા હીયડે હજૂર કે,
દેશના સુણી વાદી વદે, ધન્ય જીવડા હો જે તર્યા ભવપુર કે
શ્રી૦ ૪

પૃછે પ્રેમે પુત્રીયો, આ ભરતે હો આગલ જગદીશ કે,
તીર્થંકર કેતા હોશે, ભણે રૂપભજી હો અમ પછી ત્રેવીશ કે
શ્રી૦ ૫

માઘની શામળી તેરશે, પ્રભુ પામ્યા હો પદ પરમાનંદ કે;
જાણી ભરતેશ્વર ભણે, સસનેહા હો નાભિરાયાના નંદ કે.
શ્રી૦ ૬

મનમોહન દિન એટલા, મુજ સાથે હો રૂપણા નવિ લીધ કે;
હેજ હૈયાનો પરહરી, આજ ઊંડા હો અબોલડા લીધ કે.
શ્રી૦ ૭

વિણ વાંકે કાંઈ વીસારીયા, તેં તો તોડચા હો પ્રભુ પ્રેમના ત્રાગ કે;
ઇંદ્રે ભરતને બુઝવ્યા, દોષ મ દીઓ હો એ જિન વીતરાગ કે.
શ્રી૦ ૮

શોક મૂકી ભરતેસરૂ, વારિધિ કને હો વળી દીધ આદેશ કે;
થુભ કરે જિન થાનકે, સંસ્કાર્યા હો તાતજી ઋષહેશ કે.
શ્રી૦ ૯

વળી બાંધવ બીજા સાધુના, તિહાં કીધા હો ત્રણ થુભ અનુપ કે;
ઊંચો સ્ફટિકનો ફુટડો, દેખી ડુંગર હો હરખ્યા ભલે ભૂપકે.
શ્રી૦ ૧૦

રતન કનક શુભ હુંકડો, કરી કંચન હો પ્રાસાદ ઉત્તુંગ કે;
ચોબારો ચુંપે કરી, એક જોયણ હો માને મનરંગ કે.
શ્રી૦ ૧૧

સિંહનિષદ્યા નામનો, ચોરાસી હો મંડપ પ્રાસાદ કે;
ત્રણ કોશ ઉંચો કનકનો, ધ્વજકલશે હો કરે મેરૂશું વાદ કે.
શ્રી૦ ૧૨

વાન પ્રમાણે લછને, જિન સરખી હો તિહા પ્રતિમા કીધ કે,
દોય ચાર આઠ દશ ભણી, રૂષભાદિક હો પૂખે પ્રસિદ્ધ કે
શ્રી૦ ૧૩

કચન મણી કમલે ઠવી, પ્રતિમાની હો આણી નાસિકા જોડ કે,
દેવ વદે રગમડપે, નીલા તોરણુ હો કરી કોરણી કોર કે
શ્રી૦ ૧૪

ભધવ બેન માતાતણી, મોટી મુરતિ હો મણિરતને ભરાય કે,
મરૂદેવા મયગલ ચઢી, સેવા કરતી હો નિજમૂરતિની પાય કે
શ્રી૦ ૧૫

પ્રાતિહારજ છત્ર ચામરા, જક્ષાદિક હો કીધા અનિમેષ કે,
ગૌમુખ ચતુર ચક્કેસરી, ગઢવાડી હો કુડ વાવ વિશેષ કે
શ્રી૦ ૧૬

પ્રતિષ્ઠા પ્રતિમાતણી, કરાવે હો રાજા મુનિવર હાથ કે,
પૂજાસ્નાત્ર પ્રભાવના, સઘભક્તિ હો ખરચી ખરી આથ કે
શ્રી૦ ૧૭

પડતે આરે પામીયા, મત પાડો હો કોઇ વીરૂઇ વાટ કે,
એકએક જોયણુ આતરે, ઈમ ચિતવી હો કરે પાવડિયા આઠકે
શ્રી૦ ૧૮

દેવપ્રભાવે એ દેહરો, રહેશે અવિચલ હો છઠ્ઠા આરાની સીમકે,
વાંદે આપલબ્ધિબળે, નર તેણે ભવ હો ભવસાગર સીમકે
શ્રી૦ ૧૯

કૈલાસગિરિના રાજીયા, દીયો દરિસણ હો કાંઈ મ કરો ઢીલ કે;
અરથી હોય ઉતાવલા, મત રાખો હો અમશું અડખીલ કે.
શ્રી૦ ૨૦

મન માન્યાને માલવે, આવા સ્થાને હો કોઈ ન મિલે મિત્ર કે;
અંતરજામી મલ્યા પછી, કિમ ચાલે હો રંગ લાગ્યો મજીઠ કે.
શ્રી૦ ૨૧

રૂષભજી સિદ્ધિવધૂ વર્યા, ચાંદલીયા હો તે દેઉલ દેખાડ કે;
ભલે ભાવે વાંદી કરી, માંગુ મુક્તિના હો મુજ બાર ઉઘાડ કે.
શ્રી૦ ૨૨

અષ્ટાપદની જાતરા, ફલ પામે હો ભાવે ભણે ભાસ કે;
શ્રી ભાવવિજય ઉવજ્ઝાયનો, ભાણ ભાખે હો ફલે સઘળી આશ કે.
શ્રી૦ ૨૩

## શ્રી આબુતીર્થ જિન સ્તવન

આવો આવોને રાજ, શ્રી અર્બુદગિરિ જઈએ,
શ્રી જિનવરની ભક્તિ કરીને, આતમ નિર્મલ થઈએ.
આવો૦ ૧

વિમલવસહિમાં પ્રથમ જિનેશ્વર, મુખ નિરખે સુખ પાઈએ;
ચંપક કેતકી પ્રમુખ કુસુમવર, કંઠે ટોડર ઠવીએ. આવો૦ ૨

જમણે પાસે લુણગ-વસહી, શ્રી નેમીશ્વર નમીએ;
રાજીમતીવર નયણે નિરખી, દુઃખદોહગ સવિ ગમીએ.
આવો૦ ૨

સિદ્ધાચળે શ્રી ઋષભ જિનેશ્વર, રૈવત નેમ સમરીએ,
અર્બુદગિરિની યાત્રા કરતાં, બિહુ તીર્થ ચિત્ત ધરીએ
આવો૦ ૩

મંડપે મંડપે વિવિધ કોરણી, નિરખી હિયડે ઠરીએ,
શ્રીજિનવરના બિંબ નિહાળી, નરભવ સફલો કરીએ
આવો૦ ૪

અચલગઢે આદીશ્વર પ્રણમી, અશુભ કર્મ સવિ હરીએ,
પાસ શાંતિ નિરખ્યા જબ નયણે, મન મોહ્યું ડુંગરીએ
આવો૦ ૫

પાજે ચઢતા ઉજમ વાધે, જેમ ઘોડે પાખરીએ,
સકલ જિનેશ્વર કેસરે પૂજી, પાપ-પડલ સવિ હરીએ
આવો૦ ૬

એકણ ધ્યાને પ્રભુને ધ્યાતા, મનમાહિ નવિ ડરીએ,
જ્ઞાનવિમલ કહે પ્રભુ સુપસાયે, સકલ સંઘ સુખ કરીએ
આવો આવોને રાજ, શ્રી અર્બુદગિરિ જઇએ ૭

### શ્રી જ્ઞાનપદનું સ્તવન

(રાગ-અરણિક મુનિવર ચાલ્યા ગોચરી)

જ્ઞાનપદ ભજીએ રે જગત સુહંકરૂ, પાંચ એકાવન ભેદે રે,
સમ્યગ્જ્ઞાન જે જિનવરે ભાખીયું, જડતા જનની ઉચ્છેદે રે
જ્ઞાન૦ ૧

ભક્ષાભક્ષ વિવેચન પરગટો, ખીર નીર જેમ હંસો રે,
ભાગ અનંતમો રે અક્ષરનો સદા, અપ્રતિપાતિ પ્રકાશ્યો રે
જ્ઞાન૦ ૨

મનથી ન જાણે રે કુંભકરણવિધિ, તેહથી કુંભ કેમ થાશે રે;
જ્ઞાન ધ્યાનથી રે પ્રથમ છે નિયમા, સદસદ્‌ભાવ વિકાસે રે.
જ્ઞાન૦ ૩

કંચન નાણું રે લોચનવંત લહે, અંધો અંધ પુલાય રે,
એકાંતવાદી રે તત્ત્વ પામે નહિ, સ્યાદ્વાદરસ સમુદાયો રે.
જ્ઞાન૦ ૪

જ્ઞાનભર્યા ભરતાદિક ભવ તર્યા, જ્ઞાન સકળ ગુણ મૂળ રે;
જ્ઞાની જ્ઞાનતણી પરિણુતિ થકી, પામે ભવજળ કુળ રે.
જ્ઞાન૦ ૫

અલ્પાગમ જઈ ઉગ્ર વિહાર કરે, વિચરે ઉદ્યમવંત રે;
ઉપદેશમાળામાં ક્રિયા તેહની, કાયકલેશ તસ હુંત રે.
જ્ઞાન૦ ૬

જયંત ભૂપોરે જ્ઞાન આરાધતો, તીર્થંકરપદ પામે રે;
રવિ શશી મેહ પરે જ્ઞાન અનંત ગુણી,
સૌભાગ્યલક્ષ્મી હિત કામે રે. જ્ઞાન૦ ૭

## જ્ઞાનપંચમીનું સ્તવન

(રાગ-કપુર હોય અતિ ઉજળો રે)

શ્રી જિનવરને પ્રગટ થયું રે, ક્ષાયિક ભાવે જ્ઞાન,
દોષ અઢાર અભાવથીરે, ગુણ ઉપન્યા તે પ્રમાણ રે;
ભવિયા! વંદો કેવલજ્ઞાન, પંચમી દિન ગુણ ખાણ રે. ભવિ૦ ૧

અનામીના નામનો રે, કિશ્યો વિશેષ કહેવાય;
એ તો મધ્યમા વૈખરી રે, વચન ઉલ્લેખ ઠરાય રે. ભવિ૦ ૨

ધ્યાન ટાણે પ્રભુ તુ હોયે રે, અલખ અગોચર રૂપ,
પરા પશ્યતિ પામીને રે, કાઈ પ્રમાણે મુનિ રૂપ રે ભવિ૦ ૩
છતી પર્યાય જે જ્ઞાનના રે, તે તો નવિ બદલાય,
જ્ઞેયની નવનવી વર્ત્તના રે, સમયમા સર્વ જણાય રે ભવિ૦ ૪
બીજા જ્ઞાનતણી પ્રભા રે, એહમા સર્વ સમાય,
રવિ–પ્રભાથી અધિક નહિ રે, નક્ષત્ર ગણુ સમુદાય રે ભવિ૦ ૫
ગુણુ અનતા જ્ઞાનના રે, જાણે ધન્ય નર તેહ,
વિજયલક્ષ્મીસૂરિ તે લહે રે, જ્ઞાન મહોદય ગેહ રે ભવિ૦ ૬

## શ્રી પચતીર્થિનુ સ્તવન

હે સાહેબજી નેક નજર કરી નાથ સેવકને તારો, હે સાહેબજી મહેર કરી પૂજાનુ ફળ મને આલો, પ્રભુ તુજ મૂરતિ મોહનવેલી, પૂજે સુર અપછરા અલબેલી, વર ઘનસાર કેસર શુ ભેળી, હે સાહેબજી૦ ૧ સિદ્ધાચલ તીર્થ ભવિ સેવો, ચૌદ ક્ષેત્રે તીરથ નહિ એવો, એમ બોલે દેવાધિદેવો હે સાહેબજી૦ ૨ ગિરનારે જઈએ નેમ પાસે, ઇહા ભાવિ જિન સિદ્ધિ જાશે, જસ ધ્યાને પાતિકડા નાસે હે સાહેબજી૦ ૩ આબુ ગઢે આદિ જિનરાયા, નેમિનાથ, શિવાદેવી જાયા, જસ ચોસઠ ઇન્દ્રે ગુણુ ગાયા હે સાહેબજી૦ ૪ વળી સમેતશિખર જગના ઇશ, ગયા મોક્ષે જિનરાજ વીશ, ધ્યેય ધ્યાવો ભવિજન નિશદિન હે સાહેબજી૦ ૫ અષ્ટાપદે સકળ કરમ ટાળી, પ્રભુ વરીયા શિવવધૂ લટકાળી, આદીશ્વર પૂજતા દીવાળી હે સાહેબજી૦ ૬ એ આદે તીર્થ પ્રણુમો મનરગે, વળી પૂજો પ્રભુને નવ અંગે, કહે ધર્મચદ્ર અતિ ઉમગે હે સાહેબજી૦ ૭

## શ્રી દિવાળીનું સ્તવન (મહાવીરપ્રભુનું)

મારગદેશક મોક્ષનો રે, કેવલજ્ઞાન નિધાન;
ભાવદયા સાગર પ્રભુ રે, પર ઉપગારી પ્રધાન રે. ૧

વીર પ્રભુ સિદ્ધ થયા, સંઘ સકલ આધાર રે,
હવે ઈણ ભરતમાં, કોણ કરશે ઉપગાર રે. વીર૦ ૨

નાથ વિહૂણું સૈન્ય જ્યું રે, વીર વિહૂણો રે સંઘ;
સાધે કોણ આધારથી રે, પરમાનંદ અભંગ રે. વીર૦ ૩

માતા વિહૂણા બાલ જ્યું રે, અરહો પરહો અથડાય;
વીર વિહૂણા જીવડા રે, આકુલ વ્યાકુલ થાય રે. વીર૦ ૪

સંશયછેદક વીરનો રે, વિરહ તે કેમ ખમાય;
જે દીઠે સુખ ઉપજે રે, તે વિણ કેમ રહેવાય રે. વીર૦ ૫

નિર્યામક ભવસમુદ્રનો રે, ભવ અટવી સથ્થવાહ;
તે પરમેશ્વર વિણ મળે રે, કેમ વાધે ઉત્સાહ રે. વીર૦ ૬

વીર થકાં પણ શ્રુત તણો રે, હતો પરમ આધાર;
હવે ઇહાં શ્રુત આધાર છે રે, અહો જિનમુદ્રા સાર રે. વીર૦ ૭
ત્રણ કાળે સવિ જીવને રે, આગમથી આણંદ;
સેવો ધ્યાવો ભવિજના રે, જિનપડિમા સુખકંદ રે. વીર૦ ૮
ગણધર આચારજ મુનિ રે, સહુને ઈણિપરે સિદ્ધ;
ભવ ભવ આગમ સંગથી રે, દેવચંદ્ર પદ લીધ રે. વીર૦ ૯

## શ્રી પર્યુષણપર્વનું સ્તવન

સુણજો સાજન સંત પજુસણ આવ્યાં રે,
તમે પુન્ય કરો પુન્યવંત; ભવિક મન ભાવ્યાં રે.

વીર જિણેસર અતિ અલવેસર,
વહાલા મારા પરમેશ્વર એમ બોલે રે,
પર્વમાહે પજુસણુ મહોટા, અવર ન આવે તસ તોલે રે
પ૦ તુ૦ ભ૦ ૧

ચૌપદમાહે જેમ કેસરી મોટો, વા૦ ખગમા ગરૂડ કહીએ રે,
નદી માહે જેમ ગગા મોટી, નગમા મેરુ લહીએ રે પ૦ ૨

ભૂપતિમા ભરતેસર ભાખ્યો, વા૦ દેવ માહે સુર ઇદ્ર રે,
તીરથમા શેત્રુજો દાખ્યો, ગ્રહગણુમા જેમ ચન્દ્ર રે પ૦ ૩

દશરા દીવાળી ને વળી હોળી, વા૦ અખાત્રીજ દીવાસો રે,
બળેવ પ્રમુખ બહુલા છે બીજા,પણુ નહિ મુક્તિનો વાસો રે પ૦ ૪

તે માટે તમે અમર પળાવો, વા૦ અઠ્ઠાઈ મહોત્સવ કીજે રે,
છઠ્ઠ અઠ્ઠમ આદિ તપ કરીને, નરભવ લાહો લીજે રે પ૦ ૫

ઢોલ દદામા ભેરી નફેરી, વા૦ કલ્પસૂત્રને જગાવો રે,
ઝાઝરના ઝમકાર કરીને, ગોરીની ટોલી મળી આવો રે પ૦ ૬

સોના રૂપાને ફૂલડે વધાવો, વા૦ કલ્પસૂત્રને પૂજો રે,
નવ વખાણુ વિધિએ સાભળતા, પાપ મેવાસી ધ્રૂજે રે, પ૦ ૭

એમ અઠ્ઠાઇનો મહોત્સવ કરતા, વા૦ બહુ જીવ જગ ઉદ્ધરિયા રે,
વિબુધ વિમળવરસેવક એહથી, નવનિધિ ઋદ્ધિ સિદ્ધિ વરિયા રે ૮

## સિદ્ધગિરિનુ સ્તવન

(ભવિ આવો જી સિદ્ધગિરિ ભેટીએ એ-રાગ)

ગિરિરાજ તમારા રજકણોને, હુ શિરે ચઢાવવા આવ્યો છુ
એ રજકણોથી મારા જીવનને, હુ નિર્મળ કરવા આવ્યો છુ

એ ગિરિની ભૂમિ રૂડી છે, જીહાં સિધ્ધા અનંતા કોડી છે.
કાંકરે કાંકરે સિદ્ધ અનંતાને, હું નમન કરવાને આવ્યો છું.
ગિરિ૦ ૧

પાંચ પાંડવજી ઈણુગિરિ આવ્યા, સાથે વીસ કોડી મુનિઓ લાવ્યા;
કર્મજંજીરોને તોડીને, જે મુક્તિપદને પામ્યા છે. ગિરિ૦ ૨

પંચ કોડીથી પુંડરીક સિદ્ધિ વર્યા, ચૈત્રી પુનમને દિન કર્મ હર્યા;
તેથી પુંડરીકગિરિ પ્રખ્યાત છે, ત્રણ ભુવનમાં કીર્તિ વિખ્યાત છે.
ગિરિ૦ ૩

દ્રાવિડ ને વારિખિલ્લ મુનિ, કાર્તિક પુનમ દિન મુક્તિ વરી;
દશ કોડી સાથે શિવ વરીયા છે, જઈ મુક્તિપુરીમાં ભળીયા છે.
ગિરિ૦ ૪

નમિ વિનમિ કોટી દોસું અહીં, ફાગણ સુદિ દશમે સિદ્ધિ લહી;
વળી રામ ભરત ત્રણ કોડીશું, ઈણે તીરથે મુક્તિ સિધાવ્યા છે.
ગિરિ૦ ૫

શિવ સોમયશાની લારેજી, તેર કોટિ મુનિ પરિવારેજી;
ઈણ તીર્થે શિવવધૂ વરીયાજી, નમોત્થુણં સત્તમપદ મળીયાજી.
ગિરિ૦ ૬

શાંબ ને પ્રદ્યુમ્ન પણ અહિ વિચરી, સાડી આઠ કોડીસું મુક્તિ વરી;
ફાગણી તેરસે મેળો ભરાય છે. યાત્રાળુને આનંદ થાય છે.
ગિરિ૦ ૭

વળી જાલી મયાલી ને ઉવયાલી, નારદજી લાખ એકાણું મલી;
દેવકી ખટ નંદન મુક્તિ વરી, શેલગસૂરિ ને અતિમુક્તમુનિ.
ગિરિ૦ ૮

થાવચ્ચાસુત સાથે સહસમુનિ, શુકપરિવ્રાજક પણ સિદ્ધિ વરી,
એમ અનંતા મુનિવર તરીયા છે, સંસારથી પાર ઉતરીયા છે
ગિરિ૦ ૯

સિદ્ધગિરિજી નામ એ સાચું છે, મુક્તિપદ લેવા હું યાચું છું,
એ તીરથ તારણહાર છે, ભવોદધિ પાર ઉતારણ છે
ગિરિ૦ ૧૦

## આદિનાથ પ્રભુનું સ્તવન

( આતા લાખેણી આંગી કેવાય એ-દેશી )

મને વ્હાલા દાદાના દર્શન થાય, મારા અંતરમાં,
દયાળુ દાદાના દર્શન થાય, મારા અંતરમાં,
મારા વ્હાલા દાદાના હું દર્શન કરું,
વલી દર્શન કરીને ભવપાર તરૂં,
દરશનથી દુરિત પલાય મા । મને૦ ૧

દાદા તારા વિના મને ગમતું નથી,
અન્ય કાર્ય કરવામાં ચેન પડતું નથી,
મને દાદા દાદા એક થાય મારા૦ મને૦ ૨

સિદ્ધગિરિના સ્વામિ મારે હૈયે વસ્યા,
દુર્ગતિના ફેરા મારે ટળી ગયા,
સમ્યતાની છાપ સોહાય મારા૦ મને૦ ૩

દાદા તારા દર્શનથી મન ઉજ્જ્વળ થયું,
તેથી અંતરનો ઉકળાટ શમી ગયો,
મારો આત્મા નિર્મળ થાય મારા૦ મને૦ ૪

હું તો રાત દિવસ તારું ધ્યાન કરૂં,
પુદ્દગલોની જાળથી હું પાછો ફરું,
મને ન ગમે ભવજંજાળ. મારા૦ મને૦ ૫

સર્વ પ્રાણી ભૂતોને હું તો સમ ગણું,
સર્વ જીવો સત્વો મારા તુલ્ય ગણું;
મૈત્રી ભાવનાથી દુઃખ જાય. મારા૦ મને૦ ૬

મારા કર્મોની રાશિઓ તુટી ગઇ,
મારી ભવની ભ્રમણા ભાંગી ગઈ,
રાગદ્વેષની ગ્રંથી કપાય મારા૦ મને૦ ૭

દાદા તારી આજ્ઞા પ્રમાણે હુંતો વર્તન કરું,
સર્વ જન્મોના પાપને હું દૂરે હરૂં,
મારું સમકિત નિર્મળ થાય. મારા૦ મને૦ ૮

અપ્રમત્ત દશાને હું તો ઝંખી રહ્યો,
ગુણઠાણાની શ્રેણિમાં મોહી રહ્યો;
રત્નત્રયીની આરાધના થાય. મારા૦ મને૦ ૯

મારા જીવનના નાથની હું ભક્તિ કરૂં,
રગેરગમાં એના ગુણનો વિકાસ કરું;
પછી કેવલજ્ઞાન પ્રગટાય. મારા૦ મને૦ ૧૦

દાદા તારા જ ધ્યાનથી હું જલદી તરું,
વળી લય લગાવી સવિ કર્મો હરું;
નિશ્ચયે મળશે મુક્તિનો વાસ. મારા૦ મને૦ ૧૧

## સિદ્ધાચલજીનુ સ્તવન

( સિદ્ધાચલના વાસી એ-રાગ)

મારા પ્રાણુના આધાર, મારા હૈયાના હાર,
સિદ્ધગિરિ પ્યારા, ગિરિરાજને વંદન હમારા
સર્વ તીર્થોમા મોટુ છે એહ, પ્રાયે શાશ્વતગિરિ છે જેહ,
શત્રુંજય નામ છે સાર, જેથી થાય ભવપાર સિ૦ ગિ૦ ૧
કાકરે કાકરે સિધ્ધા અનંતા, જિન ગણધર મુનિ મહાસંતા,
અષ્ટોત્તર શત નામ, સિદ્ધાચલ ગુણધામ સિ૦ ગિ૦ ૨
દાદા પૂર્વ નવાણુ ઈહા આવ્યા, પુંડરીક ગણધર સાથે લાવ્યા,
કાપી કર્મંજંજીર, શિવ પામ્યા વડવીર સિ૦ ગિ૦ ૩
જ્ઞાન-ધ્યાનમા રહે સદા લીન, તપ જપથી જાયે કર્મ કઠીન,
ભવિ રત્નત્રયી પામે, ભવ દુખડાને વામે સિ૦ ગિ૦ ૪
જેના નામથી નવ નિધિ થાય, જેના દર્શનથી દુરિત પલાય,
તીર્થભક્તિમા એકતાન, પામે મુક્તિ નિદાન સિ૦ ગિ૦ ૫

## સ્તુતિઓ.

### શ્રી શત્રુંજયની સ્તુતિ

શત્રુંજયમંડન, ઋષભ-જિણંદ દયાળ, મરૂદેવાનંદન વંદન કરુ ત્રણ કાળ, એ તીરથ જાણી, પૂરવ નવાણુ વાર, આદીશ્વર આવ્યા, જાણી લાભ અપાર ॥ ૧ ॥ ત્રેવીશ તીર્થંકર, ચઢીયા ઈણ ગિરિરાય, એ તીરથના ગુણ, સુર અસુરાદિક ગાય, એ પાવન તીરથ, ત્રિભુવન નહિ તસ તોલે, એ તીરથના ગુણ, સીમંધર મુખ બોલે ॥ ૨ ॥ પુંડરીક

ગિરિમહિમા, આગમમાં પ્રસિદ્ધ, વિમલાચલ ભેટી લહિયે અવિચલ ઋદ્ધ; પંચમી ગતિ પહોંચ્યા, મુનિવર કોડાકોડ, એણે તીરથ આવી કર્મ-વિપાક વિછોડ ॥ ૩ ॥ શ્રી શત્રુંજય કેરી, અહોનિશ રક્ષાકારી, શ્રી આદિ-જિનેશ્વર આણ હૃદયમાં ધારી, શ્રી સંઘ વિઘનહર, કવડ જક્ષ ગણભૂર, શ્રી રવિબુધસાગર, સંઘનાં સંકટ ચૂર ॥ ૪ ॥

## શ્રી આદિજિન સ્તુતિ

આદિ જિનવર રાયા, જાસ સોવન કાયા; મરુદેવી માયા, ધોરી લંછન પાયા; જગતસ્થિતિ નિપાયા, શુદ્ધ ચારિત્ર પાયા; કેવળશ્રી રાયા, મોક્ષનગરે સિધાયા. ૧ સવિજિન સુખકારી, મોહ મિથ્યા નિવારી, દુર્ગતિ દુખ:ભારી, શોક સંતાપ વારી, શ્રેણી ક્ષપક સુધારી, કેવલાનંત ધારી, નમીયે નરનારી, જેહ વિશ્વોપકારી. ૨ સમવસરણે બેઠા, લાગે જે જિનજી મીઠા, કરે ગણપ પઈઠ્ઠા, ઇન્દ્ર ચન્દ્રાદિ દિઠ્ઠા; દ્વાદશાંગી વરિઠ્ઠા, ગુંથતા ટાળે રિઠ્ઠા, ભવિજન હોય હિઠ્ઠા, દેખી પુણ્યે ગરિઠ્ઠા. ૩ સુર સમકિતવંતા, જેહ ઋદ્ધે મહંતા, જેહ સજ્જન સંતા, ટાલીયે મુજ ચિંતા; જિનવર સેવંતા, વિઘ્ન વારો દુરંતા, જિન ઉત્તમ થુણંતા, પદ્મને સુખ દિંતા. ૪

## શ્રી શાન્તિનાથ પ્રભુની સ્તુતિ

શાંતિ સુહંકર સાહિબો, સંજમ અવધારે,<br>
સુમિત્રને ઘેર પારણું, ભવપાર ઉતારે;<br>
વિચરંતા અવનીતલે, તપ ઉગ્ર વિહારે,<br>
જ્ઞાન ધ્યાન એક તાનથી, તિર્યંચને તારે. ૧

પાસ વીર વાસુપૂજ્યજી, નેમ મલ્લી કુમારી,
રાજ્ય વિહૂણા એ થયા, આપે વ્રત ધારી,
શાન્તિનાથ પ્રમુખા સવી, લહી રાજ્ય નિવારી,
મલ્લી નેમ પરણ્યા નહિં, બીજા ઘરબારી. ૨

કનક કમલ પગલાં ઠવે, જગ શાન્તિ કરીજે,
રયણ સિંહાસન બેસીને, ભલી દેશના દીજે,
યોગાવચક પ્રાણીયા, ફલ લેતા રીજે,
પુષ્કરાવર્ત્તના મેઘમા, મગરોલ ન ભીંજે. ૩

કોડ વદન શૂકરારૂઢો, શ્યામ રૂપે ચાર,
હાથ બીજોરૂ કમલ છે, દક્ષિણ કર સાર,
જક્ષ ગરૂડ વામ પાણિએ, નકુલાક્ષ વખાણે,
નિર્વાણીની વાત તો, કવિ વીર તે જાણે. ૪

## શ્રી નેમિનાથ પ્રભુની સ્તુતિ

રાજુલ વરનારી રૂપથી રતિ હારી,
તેહના પરિહારી બાલથી બ્રહ્મચારી,
પશુઆ ઉગારી, હુઆ ચારિત્રધારી,
કેવલસિરિ સારી, પામીયા ઘાતી વારી ૧

ત્રણ જ્ઞાન સંયુતા, માતની કુખે હુતા,
જનમે [1]પુરુહૂતા, આવી સેવા કરતા,
અનુક્રમે વ્રત લહતા, પંચ સમિતિ ધરતા,
મહીયલ વિચરતા, કેવલશ્રી વરતા ૨

[1] ઇંદ્રો

સવિ સુરવર આવે, ભાવના ચિત્ત લાવે,
ત્રિગડું સોહાવે, દેવછંદો બનાવે;
સિંહાસન ઠાવે, સ્વામીના ગુણ ગાવે,
તિહાં જિનવર આવે, તત્ત્વવાણી સુણાવે. ૩

શાસનસુરી સારી, અંબિકા નામ ધારી,
જે સમકિતી નરનારી, પાપ સંતાપ વારી;
પ્રભુ–સેવાકારી, જાપ જપીએ સવારી,
સંઘ દુરિત નિવારી, પદ્મને જેહ પ્યારી. ૪

## શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુની સ્તુતિ

શંખેશ્વર પાર્શ્વજી પૂજીએ, નરભવનો લાહો લીજીએ;
મનવંછિત પૂરણ સુરતરુ, જય વામાસુત અલવેસરૂ. ૧

દોય રાતા જિનવર અતિભલા, દોય ધોળા જિનવર ગુણનીલા;
દોય નીલા દોય શામળ કહ્યા, સોળે જિન કંચન વર્ણ લહ્યા. ૨

આગમ તે જિનવર ભાખીયો, ગણધર તે હૈયે રાખીયો;
તેહનો રસ જેણે ચાખીયો, તે હુઓ શિવસુખ સાખીયો. ૩

ધરણેન્દ્રરાય પદ્માવતી, પ્રભુ પાર્શ્વતણા ગુણ ગાવતી;
સહુ સંઘના સંકટ ચૂરતી, નયવિમલનાં વાંછિત પૂરતી. ૪

## શ્રી પાર્શ્વનાથ પ્રભુની સ્તુતિ

શ્રી પાસ જિનેસર, પૂજા કરૂં ત્રણકાળ,
મુજ શિવપદ આપો, ટાળો પાપની જાળ;
જિન દરિસણ દીઠે, પહોંચે મનની આસ,
રાય રાણા સેવે, સુરપતિ થાયે દાસ. ૧

વિમલાચળ આબુ, ગઢ ગિરનારે નેમ,
અષ્ટાપદ સમેતશિખર, પાચે તીરથ એમ,
સુર અસુર વિદ્યાધર, નરનારીની કોડ,
ભલી જુગતે વાદુ, ધ્યાવુ બે કર જોડ. ૨

સાકરથી મીઠી, શ્રી જિન કેરી વાણી,
બહુ અરથ વિચારી ગુથી ગણધર જાણી,
તેહ વચન સુણીને, મુજ મન હર્ષ અપાર,
ભવસાયર તારો, વારો દુર્ગતિ દ્વાર ૩

કાને કુડલ ઝળકે, કઠે નવસર હાર,
પદ્માવતી દેવી, સોહે સવિ શણગાર,
જિનશાસન કેરા, સઘલા વિઘન નિવાર,
પુણ્ય કવિને જિનજી, સુખસપત્તિ હિતકાર ૪

## શ્રી પાર્શ્વ જિન સ્તુતિ

પાસ જિણદા વામાનદા, જબ ગરભે ફળી,
સુપના દેખે અર્થ વિશેષે, કહે મઘવા મળી,
જિનવર જાયા સુર હુલરાયા, હુઆ રમણી પ્રિયે,
નેમિરાજી ચિત્ત વિરાજી, વિલોકિત વ્રત લીએ ૧

વીર એકાકી ચાર હજારે, દીક્ષા ધૂરે જિનપતિ,
પાસ ને મલ્લી ત્રયશત સાથે, બીજા સહસે વ્રતી,
ષટ્શત સાથે સજમ ધરતા વાસુપૂજ્ય જગધણી,
અનુપમ લીલા જ્ઞાન રમીલા, દેજો મુજને ઘણી ૨

જિનમુખ દીઠી વાણી મીઠી, સુરતરુ વેલડી,
દ્રાક્ષ વિહાસે ગઈ વનવાસે, પીલે રસ શેલડી,

સાકર સેતી તરણા લેતી, મુખે પશુ ચાવતી,
અમૃત મીઠું સ્વર્ગે દીઠું, સુરવધૂ ગાવતી. ૩
ગજમુખ દક્ષો વામન યક્ષો, મસ્તકે ફણાવલી,
ચાર તે બાંહી કચ્છપ વાહી, કાયા જસ શામલી;
ચઉકર પ્રૌઢા નાગારૂઢા, દેવી પદ્માવતી,
સોવન કાંતિ પ્રભુ ગુણ ગાતી, વીર ઘરે આવતી. ૪

## શ્રી મહાવીરસ્વામીની સ્તુતિ

જય જય ભવિ હિતકર, વીર જિનેશ્વર દેવ,
સુરનરના નાયક, જેહની સારે સેવ;
કરૂણારસ કંદો વંદો આણંદ આણી,
ત્રિશલા સુત સુંદર, ગુણમણિ કેરો ખાણી. ૧
જસ પંચ કલ્યાણક, દિવસ વિશેષ સુહાવે,
પણ થાવર નારક, તેહને પણ સુખ થાવે;
તે ચ્યવન જન્મ વ્રત, નાણ અને નિર્વાણ,
સવિ જિનવર કેરાં, એ પાંચે અહિઠાણ. ૨
જિહાં પંચ સમિતિયુત, પંચ મહાવ્રત સાર,
જેહમાં પ્રકાશ્યાં, વળી પંચ વ્યવહાર;
પરમેષ્ઠી અરિહંત, નાથ સર્વજ્ઞ ને પારગ,
એહ પંચ પદે લહ્યો, આગમ અર્થ ઉદાર. ૩
માતંગ સિદ્ધાઇ, દેવી જિનપદ સેવી,
દુઃખ દુરિત ઉપદ્રવ, જે ટાળે નિત્યમેવી;
શાસન સુખદાઈ, આઈ સુણો અરદાસ,
શ્રી જ્ઞાનવિમલ ગુણ, પુરો વાંછિત આશ. ૪

## સજ્ઝાયો

### શ્રી સુબાહુકુમારની સજ્ઝાય

હવે સુબાહુકુમાર એમ વિનવે,
અમે લેઈશું સંજમ ભાર, માડી મોરી રે
મા મે વીરપ્રભુની વાણી સાંભળી,
તેથી મે જાણ્યો અથિર સંસાર, માડી મોરી રે
હવે હું નહિ રાચું આ સંસારમાં ૧

અરે જાયા, તુજ વિના સુના મંદિર માળીયા,
તુજ વિના સુનો રે સંસાર, જાયા મોરા રે,
કાંઈ માણેક-મોતી-મુદ્રિકા, કાંઈ ઋદ્ધિ તણો નહિ પાર,
જાયા મોરા રે, તુજ વિના ઘડી એક ન નિસરે ૨

અરે માડી તન ધન જોબન કારમું, કારમો કુટુંબ પરિવાર,
માડી મારી રે! કારમા સગપણમાં કોણ રહે,
એ તો જાણ્યો અથિર સંસાર, માડી મોરી રે ૩

અરે જાયા મંયમપંથ ઘણો આકરો, જાયા વ્રત છે ખાંડાની ધાર,
જાયા મોરા રે, બાવીશ પરિષહ જીતવા, જાયા રહેવું છે વનવાસ,
જાયા મોરા રે, તુજ વિના ઘડી એક ન નિસરે ૪

અરે માડી વનમાં રહે છે મૃગલા, તેની કોણ કરે રે સંભાલ,,
માડી મોરી રે! વન મૃગલા પેરે ચાલશું, અમે એકલડા નિરધાર
માડી મોરી રે, હવે હું નહિ રાચું આ સંસારમાં ૫

હાંરે માડી નરક-નિગોદમાં હું ભમ્યો, અનંતી-અનંતી વાર;
માડી મોરી રે, છેદન-ભેદન મે ત્યાં સહ્યા, તે કહેતાં નાવે પાર,
માડી મોરી રે, હવે હું નહિ રાચું આ સંસારમાં ૬

અરે જાયા તુજને પરણાવી પાંચસેં નારીઓ,
રૂપે અપસરા સમાન, જાયા રે મોરા રે;
ઉંચા કુલમાં ઉપની, રહેવા પાંચસે મહેલ,
જાયા રે મોરા રે, તુજ૦ ૭

હાંરે માડી ઘરમાં જો એક નીકળે નાગણી,
સુખે નિદ્રા ન આવે લગાર, માડી રે મોરી રે,
પાંચસેં નાગણીઓમાં કેમ રહું, મારૂં મન આકુલવ્યાકુલ થાય,
માડી રે મોરી રે હવે૦ ૮

હાંરે જાયા આટલા દિવસ હું તો જાણતી,
રમાડીશ વહુના રે બાળ, જાયા મોરા રે;
દૈવ અટારો હવે આવીયો, તું તો લે છે સંજમભાર,
જાયા રે મોરા રે, તુજ વિણ ઘડી એક ન નિસરે. ૯

હાંરે માજી મુસાફર આવ્યો કોઈ પરૂણલો,
ફરી ભેગો થાય ન થાય, માડી રે મોરી રે;
એમ મનુષ્યભવ પામવો દોહિલો, ધર્મ વિના દુર્ગતિ જાય,
માડી રે મોરી રે, હવે હું નહિ રાચું આ સંસારમાં. ૧૦

હવે પાંચસેં વહુરો એમ વિનવે, તેમાં વડેરી કરે રે જવાબ;
વ્હાલમ મોરારે, તુમે તો સંજમ લેવા સંચર્યા,
સ્વામી અમને કોનો છે આધાર;
વ્હાલમ મોરારે, વ્હાલમ વિના કેમ રહી શકું. ૧૧

હાંરે માજી માત-પિતા-ભાઇ-બેનડી,
નારી-કુટુંબ ને પરિવાર; માડી રે મોરી રે,

અ ત વેલાએ સહુ અળગા રહે, એક જિનધર્મ તરણ તારણહાર,
માડી મોરી રે, હવે હુ નહિ રાચુ આ સ સારમા ૧૨
હારે માજી કાચી કાયા તે કારમી,
ઘડી પડી વિણસી જાય, માડી રે મોરી રે
જીવડો જાય ને કાયા પડી રહેશે, મુવા પછી કરે બાળી રાખ,
માડી રે મોરીરે, હવે હુ નહિ રાચુ આ સ સારમા ૧૩
હવે માતા ધારણી એમ ચિંતવે,
આ પુત્ર નહિ રહે રે સ સાર, ભવિકજનો રે,
એક દિવસ રાજ્ય ભોગવ્યુ,
લીધો સ જમ શ્રી મહાવીરસ્વામીની પાસ,
ભવિકજનો રે, સોભાગી કુ વરે સ જમ આદર્યું ૧૪
હારે માડી તપ-જપ કરી કાયા શોષવી,
આરાધી ગયા દેવલોક, ભવિકજનો રે,
પ દર ભવ પૂરા કરી, જાશે મહાવિદેહ ક્ષેત્ર મોઝાર,
ભવિકજનો રે, સૌભાગ્યવિજય ગુરુ એમ કહે ૧૫

## શ્રી મેતારજ મુનિની સજ્ઝાય

( હાં રે તુ શિયળ તણો કર સ ગ એ-દેશી )

સમ દમ ગુણના આગરુજી, પ ચ મહા વ્રત ધાર,
માસખમણને પારણેજી, રાજગૃહી નગરી મોઝાર,
મેતારજ મુનિવર, ધન ધન તુમ અવતાર (એ આંકણી) ૧
સોનીને ઘેર આવીયા જી, મેતારજ ઋષિરાય,
જવલા ઘડતો ઉઠીયો જી, વંદે મુનિના પાય. મેતારજ૦ ૨

આજ ફળ્યો ઘર આંગણે જી, વિણ કાળે સહકાર;
લ્યો ભિક્ષા છે સુઝતી જી, મોદક તણો એ આહાર. મેતારજ૦ ૩

ક્રૌંચ જીવ જવલા ચણ્યો જી, વહોરી વળ્યા ઋષિરાય;
સોની મન શંકા થઈ જી, સાધુ તણાં એ કામ. મેતારજ૦ ૪

રીસ કરી ઋષિને કહે જી, દ્યો જવલા મુજ આજ;
વાધર શીશે વીંટીયું જી, તડકે રાખ્યા મુનિરાજ. મેતારજ૦ ૫

ફટ ફટ ફુટે હાડકાં જી, તડ તડ ત્રુટે છે ચામ;
સોનીડે પરિષહ દીયો જી, મુનિ રાખ્યો મન ઠામ. મેતારજ૦ ૬

એહવા પણ મ્હોટા યતિ જી, મન ન આણે રે રોષ;
આતમ નિંદે આપણો જી, સોનીનો શો દોષ. મેતારજ૦ ૭

ગજસુકુમાર સંતાપીયા જી, બાંધી માટીની પાળ;
ખેર અંગારા શિર ધર્યા જી, મુગતે ગયા તતકાળ. મેતારજ૦ ૮

વાઘણે શરીર વલૂરીયું જી, સાધુ સુકોશલ સાર;
કેવળ લઇ મુગતે ગયા જી, ઇમ અરણિક અણગાર. મેતારજ૦ ૯

પાલક પાપી પીલિયા જી, ખંધકસૂરિના શિષ્ય;
અંબડ ચેલા સાતસેં જી, નમો નમો તે નિશદિન. મેતારજ૦ ૧૦

એહવા ઋષિ સંભારતાં જી; મેતારજ ઋષિરાય;
અંતગડ હુવા કેવળી જી, વંદે મુનિના પાય. મેતારજ૦ ૧૧

ભારી કાષ્ટની સ્ત્રીએ તિહાંજી, લાવી નાખી તિણિવાર;
ધબકે પંખી જાગીયો જી, જવલા કાઢ્યા તિણે સાર. મેતારજ૦ ૧૨

દેખી જવલા વિષ્ટમાંજી, મન લાજ્યો સોનાર;
ઓઘો મુહપતિ સાધુના જી, લેઈ થયો અણગાર. મેતારજ૦ ૧૩

આતમ તાર્યો આપણો જી, થિર કરી મનવચ કાય,
રાજવિજય રંગે ભણે જી, સાધુ તણી એ સજ્ઝાય મેતારજ૦ ૧૪

## શ્રી રૂક્મિણીની સજ્ઝાય

(રાગ–આ છે લાલ)

વિચરતા ગામોગામ, નેમિ જિનેશ્વર સ્વામ,
આ છે લાલ, નગરી દ્વારામતિ આવીયા જી ૧
વનપાલક સુખદાય, દીયો વધામણી આય,
આ છે લાલ નેમિજિણંદ પધારીયા જી ૨
કૃષ્ણાદિક નરનાર, સહુ મળી પર્ષદા બાર,
આ છે લાલ નેમિ વદન, તિહા આવીયા જી ૩
દીએ દેશના જિનરાય, આવે સહુને દાય,
આ છે લાલ રૂકિમણી પૂછે શ્રી નેમિને જી ૪
પુત્રને મ્હારે વિયોગ, શો હશે કર્મ સંયોગ,
આ છે લાલ ભગવત મુજને તે કહો જી ૫
ભાખે તવ ભગવત, પૂર્વભવ વરતત,
આ છે લાલ કીધા કરમ નવિ છૂટિયે જી ૬
તુ હતી નૃપની નાર, પૂરવ ભવ કોઇ વાર,
આ છે લાલ ઉપવન રમવાને સચર્યા જી ૭
ફરતાં વન મોઝાર, દીઠો એક સહકાર,
આ છે લાલ મોરની વિયાણી તિહા કણે જી ૮
સાથે હનો તુમ નાથ, ઈંડા ઝાલ્યાં હાથ,
આ છે લાલ કુંકુમવરણા તે થયા જી ૯

નવી ઓળખે તિહાં મોર, કરવા લાગી શોર;
આ છે લાલ સોળ ઘડી નવિ સેવીયાં જી. ૧૦

તિણ અવસર ઘમઘોર, મોરલા કરે છે શોર;
આ છે લાલ ચૌદિશિ ચમકે વીજળી જી. ૧૧

પછી વુઠયો તિહાં મેહ, ઇંડાં ધોવાણાં તેહ;
આ છે લાલ સોળ ઘડી પછી સેવીયાં જી. ૧૨

હસતાં તે બાંધ્યાં કર્મ, નહિ ઓળખ્યો જિનધર્મ;
આ છે લાલ રોતાં ન છૂટે પ્રાણીયા જી. ૧૩

તિહાં બાંધી અંતરાય, ભાખે શ્રી જિનરાય;
આ છે લાલ સોળ ઘડીના વરસ સોળ થયાં જી. ૧૪

દેશના સુણી અભિરામ, રૂક્મિણી રાણીએ તામ;
આ છે લાલ સૂધો તે સંયમ આદર્યો જી. ૧૫

સ્થિર રાખ્યા મન વચ કાય, કેવળ નાણ ઉપાય;
આ છે લાલ કર્મ ખપાવી મુગતે ગયાં જી. ૧૬

તેહનો છે વિસ્તાર, અંતગડ સૂત્ર મોઝાર;
આ છે લાલ રાજવિજય રંગે ભણે જી. ૧૭

## શ્રી મેઘકુમારની સજઝાય

ધારણી મનાવે રે મેઘકુમારને રે તું મુજ એકજ પુત્ર;
તુજવિણ જાયા રે! સુના મંદિર માળીયા રે,
રાખો રાખો ઘરતણા સૂત્ર. ધારણી૦ ૧

તુજને પરણાવું રે આઠ કુમારિકા રે, સુંદર અતિ સુકુમાર;

મલપતિ ચાલે રે જેમ વન હાથણી રે,
નયન વયણ સુવિશાળ ધારણી૦ ૨

મુજ મન આશા રે પુત્ર હતી ઘણી રે, રમાડીશ વહુના રે બાળ,
દૈવ અટારો રે દેખી નવિ શક્યો રે,
ઉપાયો એહ જ જાળ ધારણી૦ ૩

ધન કણ કંચન રે ઋદ્ધિ ઘણી અછે રે, ભોગવો ભોગ સંસાર,
છતી ઋદ્ધિ વિલસો રે જાયા ઘર આપણે રે,
પછી લેજો સંયમભાર ધારણી૦ ૪

મેઘકુમારે રે માતા બુઝવીરે, દીક્ષા લીધી વીરજીની પાસ,
પ્રીતિવિમળ રે ઈણ પરે ઉચ્ચરે રે,
પહોતી મ્હારા મનડાની આશ ધારણી૦ ૫

## શ્રી અરણિક મુનિની સજ્ઝાય

અરણિક મુનિવર ચાલ્યા ગૌચરી, તડકે દાઝે શીશો જી,
પાય અડવાણે રે વેળુ પરજળે, તન સુકુમાળ મુનીશો જી
અરણિક૦ ૧

મુખ કરમાણું ને માલતી ફુલ જ્યું, ઉભો ગોખની હેઠે જી,
ખરે બપોરે રે દીઠો એકલો, મોદી માનિની દીઠો જી,
અરણિક૦ ૨

વયણ રંગીલી રે નયણે વીંધીયો, ઋષિ થંભ્યો તેણે ઠાણો જી,
દાસીને કહે જા રે ઉતાવળી, ઋષિ તેડી ઘર આણો જી
અરણિક૦ ૩

પાવન કીજે રે ઋષિ ઘર આંગણું, વોહરો મોદક સારો જી;

નવયૌવન રસ કાયા કાં દહો, સફળ કરો અવતારો જી.
અરણિક૦ ૪

ચંદ્રવદનીએ ચારિત્રથી ચુકવ્યો, સુખ વિલસે દિન રાતો જી;
બેઠો ગોખે રે રમતો સોગઠે, તવ દીઠી નિજ માતો જી.
અરણિક૦ ૫

અરણિક અરણિક કરતી મા ફિરે, ગલીએ ગલીએ બજારો જી;
કહો કેણે દીઠો રે મ્હારો અરણિઓ, પુંછે લોક હજારો જી.
અરણિક૦ ૬

હું કાયર છું રે મારી માવડી, ચારિત્ર ખાંડાની ધારો જી;
ધિગ ધિગ વિષયા રે મ્હારા જીવને, મેં કીધો અવિચારો જી;
અરણિક૦ ૭

ગોખથી ઉતરી રે જનનીને પાય પડયો, મન શું લાજ્યો અપારો જી;
વત્સ તુજ ન ઘટે રે ચારિત્રથી ચૂકવું, જેહથી શિવસુખ સારો જી.
અરણિક૦ ૮

એમ સમજાવી રે પાછો વાળીઓ, આણ્યો ગુરુની પાસો જી;
સદ્ગુરુ દીએ રે શીખ ભલી પરે, વૈરાગે મન વાસ્યો જી.
અરણિક૦ ૯

અગ્નિ ધખંતી રે શિલા ઉપરે, અરણિકે અણુસણ કીધાં જી;
રૂપવિજય કહે ધન્ય તે મુનિવરુ, જેણે મનવાંછિત લીધાં જી.
અરણિક૦ ૧૦

卐

## શ્રી ગજસુકુમાલની સજ્ઝાય

સોના કેરા કાગરા ને રૂપા કેરો ગઢ રે,
કૃષ્ણજીની દ્વારિકામા જોવાની રઢ રે,
ચિર જીવો કુવર તુમે ગજસુકુમાલ રે, પુરા પુન્યે પામીયા રે ૧
નેમિજિણંદ આવ્યા, વદન આવ્યા ભાઈ રે,
ગજસુકુમાલ વીરા સાથે બોલાઈ રે ચિર જીવો૦ ૨
વાણી સુણી વૈરાગ્ય ઉપન્યો, મન મોહ્યુ એમા રે,
શ્રી જૈનધર્મ વિના સાર છે શેમા રે ચિર જીવો૦ ૩
ઘેર આવી એમ કહે, રજા દિયો માતા રે,
સયમ સુખે લહુ, જેથી પામુ સુખશાતા રે ચિર જીવો૦ ૪
મૂર્ચ્છાની મારી કુવર, સુણી તારી વાણી રે,
કુવર કુવર કેતા નથી, માતા આખે પાણી રે ચિર જીવો૦ ૫
હૈડાનો હાર વીરા, તજ્યો નવિ જાય રે,
દેવનો દીધેલો તુજ વિના, સુખ નવિ થાય રે ચિર જીવો૦ ૬
સોના સરિખા વાળ તારા, કચનવરણી કાયા રે,
એવી કાયા એક દિન, થાશે ધુળધાણી રે ચિર જીવો૦ ૭
સજમ ખાડા ધાર, તેમા નથી જરા સુખ રે,
બાવીશ પરિસહ, જીતવા દુક્કર રે ચિર જીવો૦ ૮
દુખથી ભરેલો દેખુ, સસાર અટારો રે,
કાયાની માયા જાણી, પાણીનો પરપોટો રે ચિર જીવો૦ ૯
જાદવ કૃષ્ણ કહે, રાજ્ય વીરા કરો રે,
હજારો હજાર ઉભા સેવક, છત્ર તુમને ધરે રે ચિર જીવો૦ ૧૦

સોનાની થેલી કાઢો, ભંડારી બોલાવો રે;
ઓઘા પાતરા વીરા લાવો, દીક્ષા દીયો ભાઈ રે. ચિરંજીવો૦ ૧૧

રાજ્ય પાટ વીરા હવે, સુખે તમે કરો;
દીક્ષા આપો મને ને, છત્ર તુમે ધરો રે. ચિરંજીવો૦ ૧૨

આજ્ઞા આપી ઓચ્છવ કરે, દીક્ષા દીયે આપે રે;
દેવકી કહે વીરા, સંજમે ચિત્ત સ્થાપો રે. ચિરંજીવો૦ ૧૩

મુજને તજીને વીરા, અવર માતા કીજે રે;
કર્મ ખપાવી ઈહ સર્વ, વેલી મુક્તિ લેજે રે. ચિરંજીવો૦ ૧૪

કુંવર અંતેઉરં મેલી, સાધુ વેષ લીધો રે;
ગુરુઆજ્ઞા લેઇને, સ્મશાને કાઉસ્સગ્ગ કીધો રે. ચિરંજીવો૦ ૧૫

જંગલમાં જમાઈ જોઈને, સોમિલ સસરો કોપ્યો રે;
ખેરના અંગારા લેઈને મસ્તકે ઠવ્યા રે. ચિરંજીવો૦ ૧૬

મોક્ષ પાઘ બંધાવી, સસરાને દોષ નવિ દીધો રે;
વેદના અનંત સહી, સમતા રસ પીધો રે. ચિરંજીવો૦ ૧૭

ધન્ય જન્મ ધર્યો તુમે, ગજસુકુમાલ રે;
કર્મ ખપાવી તુમે, હઇડે ધરી હામ રે ચિરંજીવો૦ ૧૮

વિનયવિજય કહે, એવા મુનિને ધન્ય રે;
કર્મનું બીજ બાળી, જીતી લીધું મન રે. ચિરંજીવો૦ ૧૯

## વૈરાગ્યની સજઝાય

ઊંચા તે મંદિર માળીયા સોડ વાળીને સૂતો,
કાઢો કાઢો રે એને સૌ કહે, જાણે જન્મ્યો જ ન્હોતો;

એક રે દિવસ એવો આવશે, મન સબળો જી સાલે
(એ આકણી) ૧

અબુધપણામા રે હુ રહ્યો, મન સબળોજી સાલે,
મત્રી મળ્યા સવિ કારમા, તેનુ કાઈ નવ ચાલે એક રે૦ ૨

સાવ સોનાના રે સાકળા, પહેરણ નવ નવા વાઘા,
ધોળુ વસ્ત્ર એના કર્મનુ, તે તો શોધવા લાગ્યા એક રે૦ ૩

ચરૂ કઢાઈયા અતિ ઘણા, બીજાનુ નહિ લેખુ,
ખોખરી હાડલી એના કર્મની, તે તો આગળ દેખુ એક રે૦ ૪

કોના છોરૂ ને કોના વાછરૂ, કોના માય ને બાપ,
અ તકાળે જાવુ જીવને એકલુ, સાથે પુન્ય ને પાપ એક રે૦ ૫

સગી રે નારી એની કામિની, ઉભી ડગમગ જુએ,
તેનુ પણ કાઈ ચાલે નહિ, બેઠી ધ્રુસકે રૂવે એક રે૦ ૬

વ્હાલા તે વ્હાલા શુ કરો, વ્હાલા વોળાવી વળશે,
વ્હાલાં તે વનના લાકડા, તે તો સાથે જ બળશે. એક રે૦ ૭

નહિ ત્રાપો નહિ તુબડી, નથી તરવાનો આરો;
ઉદયરતન મુનિ ઈમ ભણે, મને ભવપાર ઉતારો એક રે૦ ૮

### શ્રી જબૂસ્વામીની સજ્ઝાય

સરસ્વતિ સ્વામીને વિનવુ, સદ્‌ગુરુ લાગુ હુ પાય,
ગુણુ ગાશુ જબૂસ્વામીના, હરખ ધરી મન માય
ધનધન ધન જબૂસ્વામીને એ ટેક૦ ૧

ચારિત્ર છે વરછ દોહિલુ, મત છે ખાડાની ધાર,
પાયે અણુવાણેજી ચાલવુ, કરવાજી ઉગ્ર વિહાર ધન૦ ૨

મધ્યાહ્ન પછી કરવી ગૌચરી, દિનકર તપે રે નિલાડ;
વેળુ કવળ સમ કોળિયા તે કિમ વાળ્યા એ જાય. ધન૦ ૩

કોડી નવ્વાણું સોવન તણી, તમારે છે આઠેજી નાર;
સંસાર તણા સુખ માણ્યાં નહિં, ભોગવો ભોગ ઉદાર. ધન૦ ૪

રામે સિતાને વિજોગડે, બહોત કિયા રે સંગ્રામ;
છતી રે નારી તુમે કાંઇ તજો, કાંઈ તજો ધન ને ધામ. ધન૦ ૫

પરણીને શું પરિહરો, હાથ મલ્યાના સંબંધ;
પછી તે કરશો સ્વામી ઓરતો, જિમ કિધો મેઘ મુણીંદ. ધન૦ ૬

જંબૂ કહે રે નારી સુણો, અમ મન સંયમ ભાવ;
સાચો સ્નેહ કરી લેખવો, તો સંયમ લ્યો અમ સાથ. ધન૦ ૭

તેણે સમે પ્રભવોજી આવીઓ, પાંચશે ચોર સંઘાત;
તેને પણ જંબૂસ્વામીએ બૂઝવ્યો, બૂઝવ્યા માત ને તાત. ધન૦ ૮

સાસુ સસરાને બૂઝવ્યા, બૂઝવી આઠે નાર;
પાંચસે સત્તાવીશ શું, લીધોજી સંયમભાર. ધન૦ ૯

સુધર્માસ્વામી પાસે આવીયા, વિચરે છે મનને ઉલ્લાસ;
કર્મ ખપાવી કેવળ પામીઆ, પહોત્યાજી મુક્તિ મોઝાર. ધન૦ ૧૦

## શ્રી મૂર્ખને પ્રતિબોધની સજઝાય

(વિસરું નહિ પ્રભુનામ કદી હું–રાગ)

જ્ઞાન કદી નવ થાય, મૂરખને જ્ઞાન કદી નવ થાય;
કહેતા પોતાનું પણ જાય, મૂરખને૦ ૧

શ્વાન હોય તે ગંગાજળમાં, સો વેળા જો ન્હાય;
અડસઠ તીરથ ફરી આવે પણ, શ્વાનપણું નવિ જાય. મૂ૦ ૨

ક્રુર સર્પ પયપાન કરંતા, સંતપણું નવિ થાય,
કસ્તૂરીનુ ખાતર જો કીજે, વાસ લસણુ નવિ જાય. મૂ૦ ૩
વર્ષા સમે સુઘ્રી તે પક્ષી, કપિ, ઉપદેશ કરાય,
તે કપિને ઉપદેશ ન લાગ્યો, સુઘ્રી ગૃહ વિખાય મૂ૦ ૪
નદી માહે નિશદિન રહે પણ, પાષાણપણુ નવિ જાય,
લોહ ધાતુ ટંકણ જો લાગે, અગ્નિ તુરત ઝરાય મૂ૦ ૫
કાગ કંઠમા મુક્તાફળની, માળા તે ન ધરાય,
ચંદન ચર્ચિત અંગ કરીજે, ગર્દભ ગાય ન થાય મૂ૦ ૬
સિંહ ચરમ કોઈ શિયાળસુતને, ધારે વેષ બનાય,
શિયાળસુત પણ સિંહ ન હોવે, શિયાળપણુ નવિ જાય મૂ૦ ૭
તે માટે મૂરખથી અળગા, રહે તે સુખીયા થાય,
ઉખર ભૂમિ બીજ ન હોવે, ઉલટુ બીજ તે જાય મૂ૦ ૮
સમકિતધારી સંગ કરીજે, ભવ ભય ભીતિ મિટાય,
માયાવિજય સદ્‌ગુરુ સેવાથી, બોધિબીજ સુખ થાય મૂ૦ ૯

### ઉપદેશક સજ્ઝાય

(સુખના ટો સિંધુ રે–રાગ)

મનુષ્યભવનો ટાણો રે કાલે વહી જશે રે,
અરિહંત ગુણ ગાવો નરનાર,
રત્ન ચિંતામણિ આવ્યો હાથમા રે,
ભગવંત ગુણ ગાવો કરનાર મનુષ્ય૦ ૧
બળદ થઈને રે બહુ ચિલા ચાપશો રે,
મલશે વળી ચોરાશીની ચાલ,

નેતર બાંધી પાણીમાં ફેરવશે રે,
ઉપર બેસી મૂરખ દેશે માર. મનુષ્ય૦ ૨

કુતરા થઈને રે ઘર ઘર ભટકશો રે,
ઘરમાં પેસવા ન દીયે કોય;
કાનમાં કીડા રે પડશે અતિ ઘણા રે,
ઉપર પડશે લાકડીનો માર. મનુષ્ય૦ ૩

ગધેડા થઈને રે ગલીઓમાં ભટકશો રે,
ઉપાડશો અણતોલ્યા ભાર;
ઉકરડાને ઓથે રે જઇને ભૂંકશો રે,
સાંજે પડે ધણી ન લેશે સંભાળ. મનુષ્ય૦ ૪

ભુંડ થઇને રે પાદર ભટકશો રે,
કરશો વલી અશુચિના આહાર;
નયણે દીઠો રે કોઇને નવિ ગમે રે,
ઉપર પડશે પથરાના પ્રહાર. મનુષ્ય૦ ૫

ઘોડા થઇને રે ગાડીઓ ખેંચશો રે,
ઉપર પડશે ચાબુકોના માર;
એકડો ચઢાઈ રે ઉપર બેસશે રે,
રાયજાદા અસવાર. મનુષ્ય૦ ૬

ઉંટ થઇને રે બોજા ઉપાડશો રે,
ચરશો વલી કાંટા ને કંથાર;
હાથને હડસેલે રે ઘર ભેગા થશો રે,
ઉપર પડશે પાટુઓના માર. મનુષ્ય૦ ૭

ઝાડ થઈને રે વનમાં ઝુરશો રે,
સહશો વલી તડકા ને ટાઢ,
ડાળને પાંદડે રે પખી માલા ઘાલશે રે,
ઉપર પડશે કુહાડાના ઘા. મનુષ્ય૦ ૮
ઉત્તમ નરભવ ફરી ફરી આતમા રે, મલવો છે મુશ્કેલ,
એવી રૂપવિજયની શીખડી રે,
સાભળજો અમૃતવેલ. મનુષ્ય૦ ૯

## ભરતચક્રવર્તિની સજ્ઝાય

મનમે હી વૈરાગી ભરતજી, મનમે હી વૈરાગી,
સહસ બત્રીશ મુકુટબદ્ધ રાજા, સેવા કરે વડભાગી,
ચોસઠ સહસ અ તેઉરી જાકે, તો હિ ન હુવા અનુરાગી ભ૦ ૧
લાખ ચોરાસી તુરગમ જાકે, છન્નુ કોડ હે પાગી,
લાખ ચોરાસી ગજ રથ સોહીયે, સૂરતા ધર્મશુ લાગી ભ૦ ૨
ચાર કોડ મણ અન્ન નિત સીઝે, લૂણ દશ લાખ મણ લાગી,
તીન કોડ ગોકુળ ઘર દૂઝે, એક કોડ હળ સાગી ભ૦ ૩
સહસ બત્રીશ દેશ વડભાગી, ભયે મરવકે ત્યાગી,
છન્નુ કોડ ગામ કે અધિપતિ, તોહિ ન હુઆ સરાગી ભ૦ ૪
નવનિધિ રતન ચોઘડીયા બાજે, મન ચિંતા સબ ભાગી,
કનકકીર્તિ મુનિવર વ દત હે, દેજ્યો મુક્તિ મે માગી ભ૦ ૫

## શ્રી ઢ ઢણઋષિની સજ્ઝાય

(શુભ ભાવે કરી મેરીયે રે લાલ–રાગ)

ઢ ઢણઋષિને વ દણા, હુ વારીલાલ,
ઉત્કૃષ્ટો અણગાર રે, હુ વારી૦

અભિગ્રહ લીધો આકરો, હું વારી૦
લબ્ધે લેશું આહાર રે. હું વારી૦ ૧

દિન પ્રતે જાયે ગોચરી, હું વારી૦
ન મિલે શુદ્ધ આહાર રે. હું વારી૦
ન લિયે મૂળ અસુજતો, હું વારી૦
પિંજર હુઓ ગામ રે. હું વારી૦ ૨

હરિ પૂછે શ્રી નેમીને, હું વારી૦
મુનિવર સહસ અઢાર રે; હું વારી૦
ઉત્કૃષ્ટો કોણ એહમેં, હું વારી૦
મુજને કહો કૃપાળ રે. હું વારી૦ ૩

ઢંઢણ અધિકો દાખીયો, હું વારી૦
શ્રી મુખ નેમિ જિણંદ રે, હું વારી૦
કૃષ્ણ ઉમાહ્યો વાંદવા, હું વારી૦
ધન્ય જાદવ કૂળ ચંદ રે. હું વારી૦ ૪

ગલી માંહે મુનિવર મળ્યા, હું વારી૦
વાંદે કૃષ્ણ નરેશ રે, હું વારી૦
કિણુહી મિથ્યાત્વી દેખીને, હું વારી૦
આવ્યો ભાવ વિશેષ રે. વારી૦ ૫

આવો અમ ઘર સાધુજી, હું વારી૦
લ્યો મોદક છે શુદ્ધ રે; હું વારી૦
ઋષિજી લેઈ આવીયા, હું વારી૦
પ્રભુજી પાસ વિશુદ્ધ રે. હું વારી૦ ૬

મુજ લબ્ધે મોદક મિલ્યા, હુ વારી૦
મુજને કહો કૃપાળ રે, હુ વારી૦
લબ્ધિ નહિ વત્સ તાહરી, હુ વારી૦
શ્રીપતિ લબ્ધિ નિહાલ રે હુ વારી૦ ૭
તો મુજને લેવો નહિ, હુ વારી૦
ચાલ્યો પરઠણુ કાજ રે, હુ વારી૦
ઇટ નિભાડે જોઇને, હુ વારી૦
ચૂર્યાં કર્મસમૂહ રે હુ વારી૦ ૮
આવી શુદ્ધિ ભાવના, હુ વારી૦
પામ્યા કેવળનાણુ રે, હુ વારી૦
ઢંઢણુઋષિ મુગતે ગયા, હુ વારી૦
કહે જિન હર્ષ સુજાણુ રે હુ વારી૦ ૯

## શ્રી બલભદ્રમુનિની સજ્ઝાય

શા માટે બાંધવ મુખથી ન બોલો, આસુડે આનન ધોતા મોરારીરે,
પુન્ય જોગે દડીયો એક પાણી, જડયો છે જંગલ જાતા મોરારી,
શા માટે બંધવ મુખથી ન બોલો. (એ આકણી) ૧
ત્રીકમ રીસ ચઢી છે તુજને, વનમાહે વનમાળી રે મોરારી રે,
વડીરે વારનો મનાવુ છુ વહાલા,
તુ તો વચન ન બોલે ફરીવાર મોરારી રે,
શા માટે બાધવ મુખથી ન બોલો, આસુડે આનન ધોતા મોરારીરે,
નગરી રે દાઝીને શુદ્ધિ ન લાધી,
મ્હારી વાણી નિસુણુ વ્હાલા મોરારી રે,

આ વેળામાં લીધો અબોલો, કાનજી કાં થયા કાલા મોરારી રે.
શા માટે૦

શી શી વાત કહું શામળીયા, વિઠ્ઠલજી આ વેળા મોરારી રે;
શા કાજે મુજને સંતાપો, હરિ હસીને બોલો હેલા મોરારી રે.
શા માટે૦

પ્રાણ હમારો જાશે પાણીવિણ, અધઘડીને અણબોલે મોરારી રે;
અરતિ સઘળી જાએ અળગી, બાંધવ જો તું બોલે મોરારી રે.
શા માટે૦

ષટ માસ લગે પાળ્યો છબીલો, હૈયા ઉપર અતિ હેતે મોરારી રે;
સિંધુતટે સુરને સંકેતે, કરી દહન કરમ શુભ રીતે મોરારી રે.
શા માટે૦

સંયમ લઈ ગયો દેવલોકે, કવિ ઉદયરતન ઈમ બોલે મોરારી રે;
સંસાર માંહે બળદેવ મુનિને, કોઇ નવ આવે તોલે મોરારી રે.
શા માટે૦

## જીવને સમતા શિખામણની સજઝાય

(હો જિનવરજી નિજ દરિસણ દેખાડી એ-રાગ)

હો પ્રીતમજી પ્રીતકી રીત અનિત તજી ચિત્ત ધારીયે;
હો વાલમજી વચન તણો અતિ ઉંડો મરમ વિચારીયે,
હાંરે તુમે કુમતિ કે ઘેર જાવો છો, તુમે કુળમાં ખોટ લગાવો છો;
ધિક એંઠ જગતની ખાવો છો. હો પ્રીતમજી૦ ૧

અમૃત ત્યાગી વિષ પીઓ છો, કુમતિનો મારગ લિયો છો;
એ તો કાજ અયુક્ત કીયો છો. હો પ્રીતમજી૦ ૨

એ તો મોહરાયંકી ચેટી છે, શિવસંપત્તિ એથી છેટી છે,
એ તો સાગર ગળતી પેટી છે હો પ્રીતમજી૦ ૩

એ શંકા મેરે મન આવી છે, કિણવિધિ એ તુમ ચિત્તભાવી છે,
એ તો દાહણું જગમા ચાવી છે હો પ્રીતમજી૦ ૪

સહુ ઋદ્ધિ તમારી ખાએ છે, કરી કામણ ચિત્ત ભરમાએ છે,
તુમ પુણ્ય યોગે એ પાએ છે હો પ્રીતમજી૦ ૫

મત આંબા કાજ બાઉલ બોવો, અનુપમ ભવ વિરથા નવિ ખોવો,
અબ ખોલ નયણ પ્રગટ જોવો પ્રીતમજી૦ ૬

ઈણવિધ સમતા બહુ સમજાવે, ગુણું અવગુણ કહી સહુ દરશાવે,
સુણી ચિદાનંદ નિજ ઘર આવે હો પ્રીતમજી૦ ૭

## શ્રી અધ્યાત્મની સજ્ઝાય

(માહીંગ સાભળો રે મંભવ અરજ હમારી એ-રાગ)

આત્મધ્યાનથી રે સંતો સદા સ્વરૂપે રહેવું, કોઇને કાંઈ ન કહેવું,
આત્મધ્યાનથી રે, સંતો૦

કર્માધીન છે સૌ સંસારી,
કોઇને કાંઈ ન કહેવું આત્મધ્યાનથી રે૦ ૧

કોઈ જન નાચે કોઈ જન રૂવે, કોઈ જન યુદ્ધ કરતા,
કોઈ જન જન્મે કોઈ જન હરખે, દેશાટન કેઇ કરતા આત્મ૦ ૨

ઘેણુ પીલી તેલની આશા, મૂરખ જન મન રાખે,
બાવળીયો વાવીને આંબા, કેરી શું રસ ચાખે આત્મ૦ ૩

વેરી સાથે વૈર ન કીજે, રાગી શું નહિ રાગ,
સમભાવે સૌ જનને નીરખો, તો શિવસુખનો લાગ આત્મ૦ ૪

જુઠી જગતની પુદ્દગલ બાજી, ત્યાં નવી રહીએ રાજી,
તન ધન જોબન સાથ ન આવે,
આવે ન માત પિતાજી. આત્મ૦ ૫

લક્ષ્મી સત્તાથી શું થાવે, મનમાં જોજો વિચારી;
એકદિન ઉડી જવું જ અંતે, દુનિયા સહુ વિસારી. આત્મ૦ ૬

ભલા ભલા કેઈ ઉઠી ચાલ્યા, જોને કેઈક ચાલે;
બિલાડીની દોટે ચડીયો, ઉંદરડો શું મ્હાલે. આત્મ૦ ૭

કાળ ઝપાટા સહુને વાગે, જોગી જન મન જાગે;
ચિદાનંદ ઘન આતમ અર્થી, રહેજો સહુ વૈરાગે. આત્મ૦ ૮

## શ્રી સ્થૂલભદ્રજીની સંજઝાય

(ઓ જિનવરજી જિન દરિસણ દેખાડી એ–રાગ)

અહો મુનિવરજી માહરી ઉપર મહેર કરી ભલે આવ્યા.
હું વાટ તુમારી જોતીથી, તુમ વિરહે નયણાં ભરતીથી;
વલી દૈવને ઓલંભા દેતીથી, અહો મુનિવરજી૦ ૧

તુમે ચતુર ચોમાસું કહી ચાલ્યા, તે ઉપર મેં દિન એ ગાળ્યા;
હવે ભલું થયું નયણે ભાળ્યા, અહો મુનિવરજી૦ ૨

હવે દુઃખડાં મારાં ગયાં દૂરે, આનંદ નદી હરખે પૂરે;
હવે ચિત્ત ચિંતા સઘલી ચૂરે, અહો મુનિવરજી૦ ૩

મારા તાપ ટલ્યા સઘલા તનના, મારા વિલય ગયા વિકલ્પ મનના;
વલી વૂઠા નીર અમૃતઘનના, અહો મુનિવરજી૦ ૪

એક ચોમાસું ને ચિત્રશાલી, એ નાટક ગીતતણી તાલી;
મુજ સાથે રમીયે મન વાલી, અહો મુનિવરજી૦ ૫

તવ બોલ્યા થુલિભદ્ર સુણુ બાળા, તુમ કરીશ ચિત્ત ચરિત્ર ચાળા,
એ વાતતણા હવે દ્યો તાળા ૬
અહો મનહરણી, તુમ મુઝ ઉપર રાગ સરાગ ન રાખો,
અહો સુખકરણી, સંજમરસથી રાગ હૈયામાં રાખો ૭
હવે રસભરી વાત તિહાં રાખી, મે સંયમ લીધુ ગુરુ સાખી,
ચિત્ત ચોપે ચારિત્ર રસ ચાખી અહો મનહરણી૦ ૮
હવે વિષય-તૃષ્ણાથી મન વારો, હવે ધરમ દયાથી દિલ ધારો,
એ ભવોદધિથી આતમ તારો, અહો મનહરણી૦ ૯
કોશા મુનિ વચને પ્રતિબોધી, આશ્રવ કરણી તે સવિ રોધી,
તે વ્રત ચોથુ લઈ થઈ સુધી અહો મનહરણી૦ ૧૦
જે નર પ્રીત એહવી પાલે, જે વિષમ વિષયથી મન વાલે,
તે તો આતમ પરિણુતિ અજુઆલે અહો મનહરણી૦ ૧૧
જે એહવા ગુણીના ગુણુ ગાવે, જે ધરમ રંગ અંતર ધ્યાવે,
તે તો મહાનંદ પદ નિશ્ચલ પાવે, અહો મનહરણી૦ ૧૨

## શ્રી રહનેમિની ને રાજીમતીની સજઝાય

કાઉસ્સગ્ગધ્યાને મુનિ રહનેમિ નામે,
રહ્યા છે ગુફામા શુભ પરિણામે રે
દેવરિયા મુનિવર ! ધ્યાનમા રહેજો,
ધ્યાનથકી હોય ભવનો પાર રે, દેવ૦
વરસાદે ભીના ચીવર મોકળાં કરવા,
રાજુલ આવ્યા છે તેણે ઠામ રે દેવ૦ ૧
રૂપે રતિ રે વસ્ત્રે વર્જિત બાળા,
દેખી ખોભાણો તિણે કામ રે, દેવ૦

દીલડું ક્ષોભાણું જાણી રાજુલ ભાખે,
રાખો સ્થિર મન ગુણના ધામ રે. દેવ૦ ૨

જાદવ કુલમાં જિનજી નેમ નગીનો,
વમન કરી છે મુજને તેણ રે; દેવ૦
બંધવ તેહના તુમે શિવાદેવી જાયા,
એવડો પટંતર કારણ કેણ રે. દેવ૦ ૩

પરદારા સેવી પ્રાણી નરકમાં જાય,
દુર્લભબોધિ હોય પ્રાય રે; દેવ૦
સાધવી સાથે ચૂકી પાપ જે બાંધે,
તેહનો છુટકારો કદીય ન થાય રે. દેવ૦ ૪

અશુચિ કાયા રે મળમૂત્રની ક્યારી,
તમને કેમ લાગી એવડી પ્યારી રે; દેવ૦
હું રે સંયમી તુમે મહાવ્રતધારી,
કામે મહાવ્રત જાશો હારી રે. દેવ૦ ૫

ભોગ વમ્યા રે મુનિ મનથી ન ઈચ્છે,
નાગ અગંધન કુલના જેમ રે; દેવ૦
ધિક્ કુલ નીચા થઈ નેહથી નિહાલે,
ન રહે સંયમશોભા એમ રે. દેવ૦ ૬

એહવાં રસીલાં રાજુલ વચણ સુણીને,
બૂઝ્યા રહનેમિ પ્રભુજી પાસ રે; દેવ૦
પાપ આલોઈ ફરી સંયમ લીધું,
અનુક્રમે પામ્યા શિવઆવાસ રે. દેવ૦ ૭

ધન્ય ધન્ય જે નરનારી શીયલને પાલે,
સમુદ્ર તર્યા સમ વ્રત છે એહ રે, દેવ૦
રૂપ કહે રે તેહના નામથી હોવે,
અમ મન નિર્મલ સુદર દેહ રે દેવ૦ ૮

### શ્રી સૂર્યકાન્તાની સજ્ઝાય

સરસતી સ્વામીને વિનવુ, સદ્‌ગુરુ લાગુ પાય,
ભવિયણ સાભળો
સૂરિકાન્તા પૂછે પુત્રને, કેવા વહાલા તારા તાત ભવિ૦ ૧
એ શુ બોલ્યા રે મોરી માવડી, પિતા પિતા રે ગુરુને ઠામ, ભવિ૦
સૂરિકાન્તા મન ચિંતવે, નકામો ભરતાર ભવિ૦ ૨
છઠ્ઠ અઠ્ઠમના પારણા, જમવા તેડ્યા રાય, ભવિ૦
વિષ ઘોલીને વિષ ભેળવ્યુ, જમવા આવે રાય ભવિ૦ ૩
સોના કચોલે વિષ પીરસ્યા, જમવા આવ્યા રાય, ભવિ૦
રત્ન કચોલે વિષ પીરસ્યા, જમવા બેઠા રાય ભવિ૦ ૪
ચતુર રાયે વિષ ઓળખ્યુ, ક્ષમા આણી ત્યાય, ભવિ૦
નારી એ વિષની વેલડી રે, નાગી નરકની ખાણ ભવિ૦ ૫
ચળુ કરીને રાય ઉભા થયા, ગયા પૌષધશાલામાય, ભવિ૦
ભોય સથારો રાયે કર્યો, લોચે એકાએક ભવિ૦ ૬
પરમ્પરા વાત સાભળી, સૂરિકાન્તા આવે ત્યાય, ભવિ૦
મારગ હેઠે મલપતી, મેલી છૂટી વેણ ભવિ૦ ૭
મિત્રને કહે ખમ આઘા રહો, આ શુ થયુ તત્કાળ, ભવિ૦
હે હે કરતી હેઠે પડી, નખ દીધો ગલા હેઠ ભવિ૦ ૮

અરિહંત મનમાં સમરીને, પહોંચ્યા દેવલોકમાંય; ભવિ૦
હીરવિજય ગુરુ હીરલો, ધન્ય એના પરિણામ. ભવિ૦ ૯

## શ્રી કલાવતીની સજ્ઝાય

નયરી કોસંબીનો રાજા રે કહીએ, નામે જયસિંહ રાય;
બેન ભણી રે જેણે બેરખડાં મોકલીયાં,
કરમાં તે ભાઇના કહેવાય રે. ૧

કલાવતી સતી રે શિરોમણી નાર, પહેલીને મહેલે રયણીએ રાજા,
પધારીયા, પૂછે બેરખડાની વાત;
કહોને સ્વામી તમે બેરખડા ઘડાવ્યા, સરખી ન રાખી નાર રે.
કરમાં૦ ૨

બીજીને મહેલે રયણી રાજા પધારીયા, પૂછે બેરખડાની વાત;
કહોને કોણે તમને બેરખડા ઘડાવ્યા, તું નથી શિયલવંતી નાર રે.
કરમાં૦ ૩

ઘણું જીવો જેણે બેરખડાં, મોકલીયા, અવસર આવ્યો એહ;
અવસર જાણીને બેરખડાં મોકલીયાં, તેહ મેં પહેર્યા છે એહ રે.
કરમાં૦ ૪

મારે મન એહ ને એને મન હુંય, તેણે મોકલીયા એહ;
રાત દિવસ મારા હઇડે ન વિસરે, દીઠે હરખ ન માય રે.
કરમાં૦ ૫

એણે અવસરે રાજા રોષે ભરાણો, તેડાવ્યા સુભટ બે ચાર;
સુકી નદીમાં છેદન કરાવી, 'કર' લઇ વહેલો રે આવ રે.
કરમાં૦ ૬

સૂકું સરોવર લહેરે જાય, વૃક્ષ નવપલ્લવ થાય,
'કર' નવા આવે ને બેટડો ધવરાવે, તે શિયળ તણે સુપસાય રે
કરમા૦ ૭

બેરખડા જોઈ રાજા મન વિમાસે, મે કીધો અપરાધ,
વિણુ અપરાધે મે તો છેદન કરાવીઆ, તે મે કીધો અન્યાય રે
કરમા૦ ૮

એણે અવસર રાજા ધાન ન ખાય, મોકલ્યા સુભટ બે ચાર,
રાત-દિવસ રાજા મનમા વિમાસે, જો આવે શિયલવતી નાર રે
કરમા૦ ૯

એણે અવસરે શ્રી ભગવત પધાર્યા, પૂછે પરભવની વાત,
શા શા અપરાધ મે કીધા પ્રભુજી, તે મે કહોને આજ રે
કરમા૦ ૧૦

તુ હતી બાઇ રાજાની કુવરી, એ હતો સુડાની તે જાત,
સેજે સેજે તે તો બાણુ જ નાખ્યો, ભાગી સુડાની પાખ રે
ક મા૦ ૧૧

તમે તમારી વસ્તુ મભાગો, મારે સજમ કેરો ભાવ,
દીક્ષા લેશુ ભગવતની પાસે, પહોચશુ મુક્તિ મોઝાર રે
કરમા૦ ૧૨

પુત્ર હતો તે રાયને સોપ્યો, પોતે લીધો સજમ ભાર,
હીરવિજય ગુરુ ઇણી પેરે બોલે, આવાગમન નિવાર રે,
કલાવતી સતી શિરોમણિ નાર ૧૩

## શ્રી મરૂદેવી માતાની સજ્ઝાય

એક દિન મરૂદેવી આઇ, કહે ભરતને અવસર પાઈ રે;
સુણો પ્રેમ ધરી૦ ૧

મારે રીખવ ગયો કેઈ દેશે, કેઈ વારે મુજને મળશે રે.
સુણો૦ ૨

તું તો ખટ્ ખંડ પૃથ્વી માણે, મારા સુતનું દુઃખ નવિ જાણે રે.
સુણો૦ ૩

તું ચામર છત્ર ધરાવે, મારો રીખવ વિકટ પંથે જાવે રે.
સુણો૦ ૪

તું તો સરસા ભોજન આસી, મારો રીખવ નિત્ય ઉપવાસી રે.
સુણો૦ ૫

તું તો મંદિર માંહે સુખ વિલસે, મારો અંગજ ધરતી ફરસે રે.
સુણો૦ ૬

તું તો સ્વજન કુટુંબમાં મહાલે, મારો રીખવ એકલડો ચાલે રે.
સુણો૦ ૭

તું તો વિષય તણા સુખ સુચે, મારા સુતની વાત ન પૂછે રે.
સુણો૦ ૮

એમ કહેતી મારૂદેવી વયણે, આંસુ જલ લાગી નયણે રે.
સુણો૦ ૯

એમ સહસ વર્ષને અંતે, લહ્યો કેવળ ઋષભ ભગવંતે રે.
સુણો૦ ૧૦

હવે ભરત ભણે સુણો આઇ, સુખ દેખી કરો વધાઈ રે
સુણો૦ ૧૧
આઇ ગજખાધ બેસાર્યો, સુત મળવાને પાઉ ધાર્યો રે
સુણો૦ ૧૨
કહે એહ અપૂરવ વાજા, કિહા વાજે છે એ તાજા રે
સુણો૦ ૧૩
તવ ભરત કહે સુણો આઇ, તુમ સુતની એ ઠકુરાઇ રે
સુણો૦ ૧૪
તુમ સુત આગે ઋદ્ધિ સૌની, તૃણ તોલે સુરનર બહુની રે
સુણો૦ ૧૫
હરખે નયણે જળ આવે, તવ પડળ બેઊ ખરી જાવે રે
સુણો૦ ૧૬
હુ જાણુતી દુખીયો કીધો, સુખીયો છે સહુથી અધિકો રે
સુણો૦ ૧૭
ગયો મોહ અનિત્યતા આવે, તવ સિદ્ધ સ્વરૂપી થાવે રે.
સુણો૦ ૧૮
જબ જ્ઞાનવિમળ વધુનારી, તવ પ્રગટી અનુભવ સાગી રે
સુણો૦ ૧૯

### શ્રી કૃષ્ણ-વાસુદેવની સજ્ઝાય

નગરી દ્વારિકામા નેમિ જિનેશ્વર વિચરતા પ્રભુ આયે,
કૃષ્ણ નરેશ્વર વધાઇ સુણી રે, જીત નિશાન બજાયે હો પ્રભુજી,
નહિં જાઉં નરક ગેહે નહિં જાઉં હો નેમજી,
નહિ જાઉં નરક ગેહે (એ આંકણી) ૧

અઢાર સહસ સાધુજીને વિધિશું, વાંદ્યા અધિકે હરખે;
પછી નેમિ જિનેશ્વર કેરાં, ઉભા મુખડાં નિરખે.
હો નહિ૦ ૨

નેમિ કહે તુમે ચાર નિવારી, ત્રણ્ય તણાં દુઃખ રહીયાં;
કૃષ્ણ કહે હું ફરી ફરી વાંદુ, હર્ષ ધારી મન હૈયા.
હો નહિ૦ ૩

નેમિ કહે એ ટાળ્યા નવિ ટળે, સો વાતે એક વાત;
કૃષ્ણ કહે મ્હારા બાલ બ્રહ્મચારી, નેમિ જિનેશ્વર ભ્રાત.
હો નહિ૦ ૪

મ્હોટા રાજાની ચાકરી કરંતા, રાંક સેવક બહુ રળશે;
સુરતરુ સરીખા અફળ જશે ત્યારે, વિષ વેલડી કેમ ફળશે.
હો નવિ૦ ૫

પેટ આવ્યો તે ભોરીંગ વેઠે, પુત્ર કપુત્ર જ જાયો;
ભલો ભુંડો પણ જાદવ કુળનો, તુમ બાન્ધવ કહેવાયો.
હો નહિ૦ ૬

છપ્પન ક્રોડ જાદવનો રે સાહેબો, કૃષ્ણ જો નરકે જાશે;
નેમિ જિનેશ્વર કેરો રે બન્ધવ, જગમાં અપજશ થાશે.
હો નહિ૦ ૭

શુદ્ધ સમકિતની પરીક્ષા કરીને, બોલ્યા કેવળનાણી;
નેમિ જિનેશ્વર દિયે રે દિલાસો, ખરો રૂપૈયો જાણી.
હો નહિ૦ ૮

નેમિ કહે તુમે ચિંતા ન કરશો, તુમ પદવી અમ સરખી,
આવતી ચોવીશીમા હોશો તીર્થંકર, હરિ પોતે મન હરખી
હો નહિ૦ ૯

જાદવકુળ અજવાળ્યુ રે નેમજી, સમુદ્રવિજય કુળ દીવો,
ઈન્દ્ર કહે રે શિવાદેવીના નન્દન, ક્રોડ દીવાળી જીવો
હો નહિ૦ ૧૦

## શ્રી વંકચૂલની સજ્ઝાય

(કોઈ લો પર્વત ધુધલો રે લાલ એ–રાગ)

જંબૂદ્વીપમા દીપતુ રે લાલ, ક્ષેત્ર ભરત સુવિશાળ રે, વિવેકી
શ્રીપુર નગરનો રાજીઓ રે લાલ, વિમળયશા ભૂપાળ રે વિવેકી
આદરજો કાઈ આખડી રે લાલ ૧ એ આકણી૦

સુમ ગળા પટરાણીએ રે લાલ, જનમ્યા તે યુગલ અમૂલરે, વિવેકી
નામ ઠવ્યુ દોય બાળનુ રે લાલ, પુષ્પચૂલા વંકચૂલ રે, વિવેકી
આદરજો૦ ૨

અનુક્રમે ઉદ્ધત થયો રે લાલ, લોક કહે વંકચૂલ રે, વિવેકી
લોક વચનથી ભૂપતિ રે લાલ, કાઢ્યો સુત વંકચૂલ રે વિવેકી
આદરજો૦ ૩

પુષ્પચૂલા લઈ બેનડી રે લાલ, પલ્લીમાં ગયો વંકચૂલ રે, વિવેકી.
પલ્લીપતિ કર્યો ભિલ્લડે રે લાલ, ધર્મથકી પ્રતિકુળ રે વિવેકી
આદરજો૦ ૪

સાત વ્યસન સરસેં રમે રે લાલ, ન ગમે ધર્મની વાત રે; વિવેકી.
ધાડ પાડે ને ચોરી કરે રે લાલ, પાંચસે તેણી સંગાથ રે. વિવેકી.
આદરજો૦ ૫

ગજપુરપતિ દીયે દીકરી રે લાલ, રાખવા નગરનું રાજ રે; વિવેકી.
સિંહ ગુફા તિણે પલ્લીમાંરે લાલ, નિર્ભય રહે ભિલ્લરાજરે. વિવેકી.
આદરજો૦ ૬

સુસ્થિત સદ્‌ગુરુથી તેણે રે લાલ, પાલ્યા નિયમ તે ચાર રે; વિવેકી.
ફળ અજાણ્યું કાગ માંસનો રે લાલ, પટરાણી પરિહાર રે. વિવેકી.
આદરજો૦ ૭

સાત ચરણ ઓસર્યા વિના રે લાલ, ન દેવો રિપુશિર ઘાવ રે; વિવેકી.
અનુક્રમે તે ચારે નિયમના રે લાલ, પારખાં લહે ભિલ્લરાય રે. વિવેકી.
આદરજો૦ ૮

વંકચૂલે ચારે નિયમના રે લાલ, ફળ ભોગવિયાં પ્રત્યક્ષ રે; વિવેકી.
પરભવે સુરસુખ પામીયો રે લાલ, આગળ લહેશે મોક્ષ રે. વિવેકી.
આદરજો૦ ૯

કષ્ટ પડે જે સાહસી રે લાલ, ન લોપે નિજ સીમ રે; વિવેકી.
કહે મતિ નીકી તેહની રે લાલ, જેહ કરે ધર્મ નીમ રે. વિવેકી.
આદરજો૦ ૧૦

## શ્રી સુલસાની સજઝાય

( કુંવર ગભારો નજરે દેખતા )

ધનધન સુલસા સાચી શ્રાવિકાજી, જેહને નિશ્ચળ ધર્મનું ધ્યાન રે;
સમકિતધારી નારી જે સતી જી, જેહને વીર દીયો બહુમાન રે.
ધનધન૦ ૧

એકદિન અ બડ તાપસ પ્રતિબોધવાજી,જ પે એહવુ વીરજિણેશરે,
નયરી રાજગૃહી સુલસા ભણીજી, કહેજો અમારો ધર્મસદેશ રે.
ધનધન૦ ૨

સાભળી અ બડ મનમા ચિંતવે જી, ધર્મલાભ ઇશોજી વયણ રે,
એહવું કહાવે જિનવર જે ભણીજી, કેવુ રૂડુ દ્દઢ સમકિત રયણ રે
ધનધન૦ ૩

અ બડ તાપસ પરીક્ષા કારણે જી, આવ્યા રાજગૃહીને બાર રે,
પહેલુ બ્રહ્મારૂપ વિકુર્વ્યું જી, વૈક્રિય શક્તિ તણે અનુસાર રે
ધનધન૦ ૪

પહેલી પોળે પ્રગટ્યો પેખીનેજી, ચૌમુખ બ્રહ્મા વ દન કોડ રે,
સઘળી રાજ પ્રજા સુલસા વિનાજી, તેને આવી નમે કરજોડ રે
ધનધન૦ ૫

બીજે દિન દક્ષિણ પોળે જઇ જી, ધરિયો કૃષ્ણ તણો અવતાર રે,
આવ્યા પુરજન તિહા સઘળા મળીજી,નાવી સુલસા સમકિતધારીરે
ધનધન૦ ૬

ત્રીજે દિવસે પશ્ચિમ બારણે જી, ધરિયુ ઈશ્વરરૂપ મહ ત રે,
તિમહી જ ચોથે થઈ પચવીસમો જી, આવી સમવસર્યો અરિહ તરે
ધનધન૦ ૭

તો પણ સુલસા નાવી વાદવા જી, તેહનુ જાણી સમકિત સાચરે,
અ બડ સુલસાને પ્રણમી કરી જી, કરજોડી કહે એહવી વાચ રે
ધનધન૦ ૮

ધન્યતુંસમકિતધારીશિરોમણીજી,ધન્યતુંસમકિતવિશવાવીશ રે;
એમપ્રશંસી કહે સુલસા ભણીજી,જિનજીયે કહી છે ધર્મ આશીષરે.
ધનધન૦ ૯

નિશ્ચય સમકિત દેખી સતીતણુંજી, તે પણ હુઓ દ્દઢ મનમાંયરે;
ઈણીપરે શાંતિવિમળકવિરાયનોજી,બુધકલ્યાણવિમલગુણગાયરે.
ધનધન ૧૦

## શ્રી મૌન એકાદશીની સજ્ઝાય

આજ મ્હારે એકાદશીરે, નણદલ મૌન કરી મુખ રહીએ,
પૂછયાનો પડુત્તર પાછો, કેઈને કાંઈ ન કહીએ. આ૦ ૧

મ્હારો નણદોઈ તુજને વ્હાલો, મુજને ત્હારો વીરો;
ધુમાડાના બાચકા ભરતાં, હાથ ન આવે હીરો. આ૦ ૨

ઘરનો ધંધો ઘણો કર્યો પણ, એક ન આવ્યો આડો;
પરભવ જાતાં પાલવ જાલે, તે મુજને દેખાડો. આ૦ ૩

માગશર સુદી અગીયારસ મ્હોટી,નેવું જિનના નિરખો;
દોઢસો કલ્યાણક મ્હોટા, પોથી જોઈને હરખો. આ૦ ૪

સુવ્રત શેઠ થયો શુદ્ધ શ્રાવક, મૌન ધરી મુખ રહીયો;
પાવક પુર સઘળો પરજાળ્યો, એહનો કાંઈ ન દહીયો. આ૦ ૫

આઠ પહોર પોસો તે કરીએ, ધ્યાન પ્રભુનું ધરીએ;
મન વચન કાયા જો વશ કરીએ, તો ભયસાયર તરીએ. આ૦ ૬

ઈર્યાસમિતિ ભાષા ન બોલે, આડું અવળું પેખે;
પડિકમણાશું પ્રેમ ન રાખે, કહો કિમ લાગે લેખે. આ૦ ૭

કર ઉપર તો માળા ફિરતી, જીવ ફરે વન માંહી,
ચિત્તડુ તો ચિહુ દિશિયે દોડે, ઇણ ભજને સુખ નાહી આ૦ ૮
પૌષધશાળે ભેગા થઇને, ચાર કથા વળી સાધે,
કાઈક પાપ મિટાવણ આવે, બારગણુ વળી બાંધે આ૦ ૯
એક ઉઠતી આળસ મરડે, બીજી ઉંઘે બેઠી,
નદીઓમાથી કાઇક નિસરતી, જઇ દરીયામા પેઠી. આ૦ ૧૦
આઇ બાઇ નણુદ ભોજાઈ, ન્હાની મોટી વહુને,
સાસુ સસગે માને મામી, શિખામણ છે સહુને આ૦ ૧૧
ઉદયરત્ન વાચક ઉપદેશે, જે નરનારી રહેશે,
પોસામાહે પ્રેમ ધરીને, અવિચળ લીલા લહેશે આ૦ ૧૨

### વણઝારાની સજ્ઝાય

નરભવનગર સોહામણુ વણઝારા રે,
પામીને કરજે વ્યાપાર, અહો મોરા નાયક રે,
સત્તાવન સવરતણી, વણ૦ પોઠી ભરજે ઉદાર અહો૦ ૧
શુભ પરિણામ વિચિત્રતા, વણ૦ કરિયાણા બહુ મૂલ, અહો૦
મોક્ષનગર જાવાભણી, વણ૦ કરજે ચિત્ત અનુકુળ. અહો૦ ૨
ક્રોધ દાવાનળ ઓલવે, વણ૦ માન વિષમ ગિરિરાજ, અહો૦
ઓલઘજે હળવે કરી, વણ૦ સાવધાન કરે કાજ, અહો૦ ૩
વશજાળ માયાતણી, વણ૦ નવિ કરજે વિશરામ, અહો૦
ખાડી મનોરથ ભટતણી, વણ૦ પૂરણનુ નહિ કામ અહો૦ ૪
રાગદ્વેષ દોય ચોરટા, વણ૦ વાટમાં કરશે હેરાન, અહો૦
વિવિધ વીર્ય ઉલ્લાસથી, વણ૦ તે હણજે રે ઠાર અહો૦ ૫

યોગ સવિ વિઘન વિદારીને, વણ૦ પહોંચજે શિવપુરવાસ; અહો૦
ક્ષાય ઉપશમ જે ભાવના, વણ૦ પોઠે ભર્યો ગુણરાશ. અહો૦ ૬
ખાયિક ભાવે તે થશે, વણ૦ લાભ હોશે તે અપાર; અહો૦
ઉત્તમ વણજ જે યોગ કરે, વણ૦ પદ્મ નમે વારંવાર. અહો૦ ૭

## સહજાનંદીની સજઝાય

(બીજી અશરણ ભાવના એ-રાગ)

સહજાનંદી રે આતમા, સૂતો કાંઈ નિશ્ચિંત રે,
મોહતણા રણીયા ભમે, જાગ જાગ મતિવંત રે;
લૂંટે જગતના જંત રે, નાખી વાંક અત્યંત રે,
નરકાવાસ ઠવંત રે, કોઈ વિરલા ઉગરંત રે. સહ૦ ૧

રાગદ્વેષ પરિણુતિ તજી, માયા કપટ કરાય રે,
આકાશ કુસુમ પરે જીવડો, ફોગટ જનમ ગમાય રે;
માથે ભય યમરાયનો રે, શ્યો મન ગર્વ ધરાય રે,
સહુ એક મારગ જાય રે, કોણુ જગ અમર કહાયરે. સહ૦ ૨

રાવણુ સરીખા રાજવી, નાગા ચાલ્યા વિણુ ધાગરે;
દશ માથા રણ રડવડયાં, ચાંચ દીએ શિર કાગ રે,
દેવ ગયા સવિ ભાગ રે, ન રહ્યો માનનો છાગ રે,
હરિ માથે હરિ નાગ રે, જો જો ભાઈઓના રાગરે. સહ૦ ૩

કેઈ ચાલ્યા કેઈ ચાલશે, કેતાં ચાલણુહાર રે;
મારગ વહેતો રે નિત્ય પ્રત્યે, જોતાં લક્ષ હજાર રે,
દેશવિદેશ સુધાર રે, તે નર એણુ સંસાર રે;
જાતાં જમ દરબાર રે, ન જુવે વાર કુવાર રે. સહ૦ ૪

નારાયણપુરી દ્વારિકા, બળતી મેલી નિરાશ રે,
રોતા રણમાં તે એકલાં, નાઠા દેવ આકાશ રે,
કિહા તરૂ છાયા આવાસરે, જળ જળ કરી ગયો સાસરે,
બળભદ્ર સરોવર પાસ રે, સુણી પાડવ શિવવાસ રે. સહ૦ ૫

ગાજી ગાજી બોલતા, કરતા હુકમ હેરાન રે,
પોઢયા અગ્નિમા એકલા, કાયા રાખ સમાન રે,
બ્રહ્મદત્ત નરકપ્રયાણ રે, એ ઋદ્ધિ અથિર નિદાન રે,
જેવુ પીપળ પાન રે, મ ધરો જૂઠ ગુમાન રે. સહ૦ ૬

વાલેસર વિના એક ઘડી, નવિ સોહાતુ લગાર રે,
તે વિના જનમારો વહી ગયો, નહિ કાગળ સમાચારરે,
નહિ કોઇ કોઈનો સ સાર રે સ્વારથીયો પરિવાર રે,
માતા મરૂદેવી સાર રે પહોત્યા મોક્ષ મોઝાર રે સહ૦ ૭

માતા પિતા સુત બધવા, અધિકો રાગ વિચાર રે,
નારી અસારી છે ચિત્તમા, વ છે વિષય ગમાર રે,
જુઓ સુરિકાતા જે નાર રે, વિષ દીયો ભરતાર રે,
નૃપ જિનધર્મ આધાર રે, સજ્જન નેહ નિવાર રે સહ૦ ૮

હસી હસી દેતા રે તાળીઓ, શય્યા કુસુમની સાર રે,
તે નર અ તે માટી થયા, લોક ચણે ઘરબાર રે,
ઘડતા પાત્ર કુભાર રે, એહવુ જાણી અસાર રે,
છોડયો વિષય વિકાર રે, ધન્ય તેહનો અવતાર રે. સહ૦ ૯

થાવચ્ચાસુત શિવ વર્યા, વળી એલાચીકુમાર રે,
ધિક ધિક વિષયા રે જીવને, લઇ વૈરાગ્ય રસાળ રે,

મ્હેલી મોહ જંજાળ રે ઘર રમે કેવળ બાળ રે,
ધન્ય કરકંડુ ભૂપાળ રે. સહ૦ ૧૦

શ્રી શુભવિજય સુગુરુ લહી, ધર્મ રયણ ધરો છેક રે,
વીર વચન રસ શેલડી, ચાખે ચતુર વિવેક રે,
ન ગમે તે નર ભેક રે, ધરતા ધર્મની ટેક રે,
ભવજળ તરીયા અનેક રે. સહ૦ ૧૧

## ઉપદેશી સજઝાય

ખબર નહી આ જગમેં પલકી, ખબર૦
સુકૃત કરનાં હોય સો કરલે, કોણુ જાણે કલકી. ખબર૦
યા દોસ્તી હે જગત વાસકી, કાયા મંડલકી, કાયા૦
સાસ ઉસાસ સમર લે સાહિબ, આયુ ઘટે પલકી. ખબર૦ ૧

તારા મંડલ રવિ ચંદ્રમા, સબહે ચલનેકી. સબહે૦
દિવસ ચારકા ચમત્કાર જ્યું, વિજલી આભલકી. ખબર૦ ૨

કુડ કપટ કર માયા છોડી, કરી બાંતા છલકી, કરી૦
પાપકી પોટલી બાંધી શીરપર, કૈસે હોય હલકી. ખબર૦ ૩

યા જુગ હે સુપનેકી માયા, જૈસે બુંદ જલકી, જૈસે૦
વિણુસંતા તો વાર ન લાગે, દુનિયા જાય ખલકી. ખબર૦ ૪

માતા તાત ત્રિયા સુત બંધવ, સબ જગ મતલબકી, સબ૦
કાયા માયા નાર હવેલી, એ તેરી કબકી. ખબર૦ ૫

મન માનવ તન ચંચલ હસ્તી, મસ્તી હે બલકી, મસ્તી૦
સદ્‌ગુરુ અંકુશ ધરો શીરપર, ચલ માર્ગ સતકી. ખબર૦ ૬

જબલગ હંસા રહે દેહમે, ખુશીયા મંગલકી, ખુશીયા૦
હંસા છોડ ચલ્યા જબ દેહી, મિટીયા જંગલકી ખબર૦ ૭

પર ઉપકાર સમો નહી સુકૃત, ધર સમતા સુખકી, ધર૦
પાપ વળી પર પ્રાણી પીડન, હર હિંસા દુખકી ખબર૦ ૮

કોઈ ગોરા કોઈ કાળા પીળા, નયણે નિરખનકી, નયણે૦
એ દેખી મત રાચો પ્રાણી, રચના પુદ્‌ગલકી ખબર૦ ૯

અનુભવ જ્ઞાને આતમ બુઝી, કર ખાતા ઘરકી, કર૦
અમરપદ અરિહંતકુ ધ્યાયા, પદવી અવિચલકી ખબર૦ ૧૦

## શ્રી આત્મશિખામણની સજ્ઝાય

(મન મંદિર આવો રે એ-દેશી)

અનુભવીયાના ભવિયા રે, જાગીને જોજો
આગલ સુખ છે કેવા રે, જીવો તે જોજો ૧

બાળપણે ધર્મ ન જાણ્યો રે, તે રમતા ખોયો,
જોવનમે મદ માતો રે, વિષયમા મોહ્યો ૨

ધર્મની વાત ન જાણી રે, ખોટી લાગી માયા,
જોવન જશે જરા આવશે રે, ત્યારે કંપશે કાયા ૩

મોહમાયામા માચ્યો રે, સમકિત કિમ વરશ્યે,
ક્રોધ વ્યાપ્યો છે સબલો રે, બોલતો નવિ ખલશે ૪

ધનને કાજે ધસમસતો રે, હિંડે હલફલતો,
પાસે પૈસો પૂર છે રે, પુન્ય નથી કરતો ૫

તેમને નાસિકા ગલશેરે, વલી વળશ્યો વાકા,
બોલ્યુ કોઇ ન માનશે રે, ત્યારે પડશો ઝાખા ૬

દાંત પડયા મુખ ખાલી રે, ત્યારે કેહને કહેશો;
ધર્મની વાત ન જાણી રે, પ્રભુજીને કિમ મલશ્યો. ૭

ઉંબર ડુંગર થાશે રે, ગોલી થાશે ગંગા;
પ્રભુજીનું નામ સંભારો રે, હોવે જિન રંગા. ૮

શેરી પરશેરી થાશે રે, ત્યારે બેસી રહેશો;
લોભ ને લલુતા વધશે રે, બેઠા કચ કચ કરશો. ૯

દીકરડાની વહૂઓ રે, રીસડીએ બળશે;
એ ઘરડા ઘરમાંથી રે, કે દાડે ટળશે. ૧૦

પીપલ પાન ખરંતા રે, હસતી કુંપલીયાં;
અમ વીતી તમ વીતશે રે, ધીરી બાપડીયાં. ૧૧

રાવણ સરિખા રાજવી રે, ગયા જનમારો ખોતાં,
પાપી હાથ ઘસંતા રે, જાણે જન્મ્યા નોતા. ૧૨

ધન તે જિહાં તિહાં રહેવે રે, એકાકી જાવે;
લોભને લલુતા મૂકી રે, અરિહંતને ધ્યાવે. ૧૩

શિવરમણી સુખ ચાખો રે, અનુભવનો મેવો;
ચેતવું હોય તો ચેતજો રે, સંસાર છે એવો. ૧૪

કવિ ઋષભની શિખડી રે, હૃદયમાં ધારો;
જીતી બાજી હાથથી રે, તુમે કિમ વિસારો. ૧૫

### ઋતુવંતી અસજઝાય નિવારક સજઝાય

( અડશો માંજો એ-દેશી )

સરસતી માતા આદિ નમીને, સરસ વચન દેનારી,
અસજઝાયનું સ્થાનક બોલું, ઋતુવંતી જે નારી,
અલગી રહેજે, ઠાણાં સૂત્રની વાણી કાને સુણજે. અલગી૦ ૧

મોટી આશાતના ઋતુવતીની, જિનજીએ પ્રકાશી,
મલિનપણુ જે મન નવિ ધારે, મિથ્યામતિ વાશી અલગી૦ ૨

પહેલે દિન ચડાલણી સરિખી, બ્રહ્મઘાતિની વલી બીજે,
પરશાસને કહે ધોબણુ ત્રીજે, ચોથે શુદ્રી વદીજે અલગી૦ ૩

ચોથે દિવસે દરિસણુ સૂઝે, સાતે પૂજા ભણીયે,
ઋતુવતી મુનિને પડિલાભે, સદ્દગતિ સહેજે હણીયે અલગી૦ ૪

ઋતુવતી પાણી ભરી લાવે, જિનમદિર જલ લાવે,
બોધિબીજ નવિ પામે ચેતન, બહુલ સસારી થાવે અલગી૦ ૫

અસજ્ઝાઇમા જમવા બેસે, પાત વિચે મન હિસે,
નાત સર્વ અભડાવી જમતી, દુર્ગતિમા બહુ ભમશે અલગી૦ ૬

સામાયિક પડિક્કમણે ધ્યાને, સૂત્ર અક્ષર નવિ જોગી,
કોઇ પુરુષને નવિ આભડીયે, તસ ફરસે તન રોગી અલગી૦ ૭

જિનમુખ જોતા ભવમા ભમીયે, ચડાલણી અવતાર,
ભુડણુ લુટણુ સાપિણી હોવે, પરભવે ઘણીવાર અલગી૦ ૮

પાપડ વડી ખેરાદિક ફરસી, તેહનો સ્વાદ વિણાસે,
આતમનો આતમ છે સાખી, હૈડે જોને તપાસી અલગી૦ ૯

જાણી ઇમ ચોક્ખાઈ ભજીયે, સમકિત કિરિયા શુદ્ધિ,
ઋષભવિજય કહે જિન આણાથી,વહેલા વરશોસિદ્ધિ અલગી૦ ૧૦

## ક્રોધની સજ્ઝાય

કડવા ફળ છે ક્રોધના, જ્ઞાની એમ બોલે,
રીસ તણો રસ જાણીએ, હલાહલ તોલે કડવા૦ ૧

ક્રોધે કોડ પૂરવતણું, સંજમ ફલ જાય;
ક્રોધ સહિત તપ જે કરે, તે તો લેખે ન થાય. કડવાં૦ ૨

સાધુ ઘણો તપીઓ હતો, ધરતો મન વૈરાગ;
શિષ્યના ક્રોધ થકી થયો, ચંડકોશીઓ નાગ. કડવાં૦ ૩

આગ ઉઠે જે ઘર થકી, તે પહેલું ઘર બાળે,
જળનો જોગ જો નવિ મળે, તો પાસેનું પરજાળે. કડવાં૦ ૪

ક્રોધ તણી ગતિ એહવી, કહે કેવલનાણી;
હાણ કરે જે હેતની, જાળવજો એમ જાણી. કડવાં૦ ૫

ઉદયરત્ન કહે ક્રોધને, કાઢજો ગળે સાહી;
કાયા કરજો નિર્મળી, ઉપશમરસે નાહી. કડવાં૦ ૬

## શ્રી વણજારાની સજઝાય

વણઝારો ધુતારો કામણગારો,
સુંદરવર કાયા છોડ ચાલ્યો વણઝારો;
એની દેહલડીને છોડ ચાલ્યો વણઝારો,
સુંદરવર કાયા છોડ ચાલ્યો વણઝારો. ૧

એણી રે કાયામેં પ્રભુજી પાંચ પણિયારી,
પાણી ભરે છે ન્યારી ન્યારી. સું૦ ૨

એણી રે કાયામેં પ્રભુજી સાત સમુદ્ર,
તેનો નીર ખારો મીઠો. સું૦ ૩

એણી રે કાયામેં પ્રભુજી નવસો નાવડીયો,
તેનો સ્વભાવ ન્યારો. સું૦ ૪

એણી રે કાયામેં પ્રભુજી પાંચ રત્ન, પરખે પરખણહારો. સું૦ ૫

ખુટ ગયુ તેલ ને બુઝ ગઈ બતીયા,
મંદિરમે પડ ગયો અંધેર હો ૬

ખસ ગયો થંભો ને પડ ગઇ દેહિયા,
મટ્ટીમે મીલ ગયો ગારો સુ૦ ૭

**આનંદઘન કહે સુણો ભાઈ સાધુ,** આવાગમન નિવારો સુ૦ ૮

## (૪૭) શ્રી શિખામણની સજ્ઝાય

અણસમજુજી, શી શીખામણ દઉં રે, મન માને નહિ,
જીવ! મારૂં મારૂં મિથ્યા કરવુ, એક પેટ બહુ પ્રપંચે ભરવુ,
થોડુ જીવવુ ને ફુલી ફળવુ અણ૦ ૧

લોભો વિષય મળ્યો ને, કરે વાતલડી,
મુખે મીઠુ બોલે ને હૈયે કાતલડી,
એ તો જાશે નરકની સાતલડી અણ૦ ૨

તમે સાહેબી દેખી મન મ્હાલો છો,
તમે અહંકાર અભિમાન આણો છો,
વળી જમ લઈ જાશે, તે જાણો છો અણ૦ ૩

ઘેર હાથી ઘોડા, ને વેલ અંબાડી,
ચારે દિશે આણ, ફરે તારી,
પાસે નથી પુણ્યની પુંજી સારી અણ૦ ૪

એક ભાગ્યવંતી સાથે ભમતો, પૈસો છે ને નથી પુણ્ય કરતો,
એ તો દીઠો દીવી પેઠે બળતો અણ૦ ૫

એક ચંપા વિના શી ચંપેલી, સાંજ પડે ને ચકવા ચકવી,
એક નેમ વિના રાજુલ ઘેલી અણ૦ ૬

એક પંડિત મહામુનિવર ડાહ્યા, એ તો ધ્યાન મેલી ધનને ધ્યાયા;
એક ચડપ લેઇ કાલે ચાલ્યા. અણુ૦ ૭

એમ રૂપવિજય કહે સાચું છે, કાયાનું રહેવું કાચું છે;
મહાવીરે ભાખ્યું તે સાચું છે. અણુ૦ ૮

## (૪૮) શ્રી આત્મોપદેશની સજઝાય

અબધુ એસો જ્ઞાન વિચારી, વામેં કોણ પુરુષ કોણ નારી. અબધુ૦

બમ્મનકે ઘર ન્હાતી ધોતી, જોગી કે ઘર ચેલી;
કલમા પઢપઢ ભઇ રે તરકડી તો, આપહી આપ અકેલી. અ૦ ૧

સસરો અમારો બાળો ભોળો, સાસુ બાળકુમારી;
પિયુજી અમારો પોઢચો પારણીએ, મેં હું ઝુલાવનહારી. અ૦ ૨

નહિ હું પરણી નહિ હું કુમારી, પુત્ર જણાવણહારી;
કાળી દાઢીકો કોઈ નહિં છોડચો તો, હજુએ હું
બાળકુમારી. અબધુ૦ ૩

અઢી દ્વીપમેં ખાટ ખટુલી, ગગન ઓશીકું તલાઇ;
ધરતીકો છેડો આભકી પીછોડી, તોય ન સોડ ભરાઇ. અ૦ ૪

ગગનમંડળમેં ગાય વીયાણી, વસુધા દૂધ જમાઈ.
સૌરે સુનો ભાઇ વલોણું વલોવે તો તત્ત્વ અમૃત કોઈ પાઈ. અ૦ ૫

નહિં જાઉં સાસરીએ નહિ જાઉં પિયરીયે, પિયુજીકી સેજ બીછાઈ;
આનંદઘન કહે સુનો ભાઈ સાધુ, તો જયોતિસેં
જયોત મિલાઈ. અબધુ૦ ૬

## (૪૯) શ્રી અધ્યાત્મની સજઝાય

એક નારી દોય પુરૂષ મળીને, નારી એક નિપાઈ;

હાથ પગ નવિ દીસે તેહના મા વિના બેટી જાઈ,
ચતુર નર, એ કુણ કહીએજી નાગી ૧
ચીર ચુંદડી ચરણા ચોળી, નવિ પહેરે તે સાડી,
છેલ પુરૂષ દેખીને મોહે, તેહવી તેહ રૂપાળી ચતુર નર૦ ૨
ઉત્તમ જાતિ નામ ધરાવે, મન માને ત્યાં જાવે,
કંઠે વળગી લાગે પ્યારી, સાહેબને રીઝાવે ચતુર નર૦ ૩
ઉપાશ્રયે કદીય ન જાવે, દેહરે જાયે હરખી,
નરનારી શું રંગે રમતી, સહુકો સાથે સરખી ચતુર નર૦ ૪
એક દિવસનું યૌવન તેહનું, ફરીય ના'વે કામ,
પાંચ અક્ષર છે તેહના, શોધી લેજો નામ ચતુર નર૦ ૫
ઉદય વાચક એણીપેરે જંપે, સુણજો નર ને નારી,
એ હરિયાલીનો અર્થ કરે જે, સજ્જનની બલિહારી
ચતુર નર૦ ૬
(અર્થ-ફુલની માળા છે]

**

## શ્રી ગૌતમસ્વામીની સજ્ઝાય

સમવસરણ સિંહાસને જી, વીરજી કરે રે વખાણ,
દશમા ઉત્તરાધ્યયનમેં જી, દીએ ઉપદેશ સુજાણ
સમય મેં ગૌતમ મ કર પ્રમાદ
વીર જિનેશ્વર શીખવે જી, પરિહર મદ વિખવાદ સ૦ ૧
જિમ તરૂ પંડુર પાદડો જી, પડતા ન લાગે જી વાર,
તિમ એ માણુસ જીવડો જી, થિર ન રહે સંસાર સ૦ ૨

ડાભ અણી જળ ઓસનો જી, ક્ષણ એક રહે જળબિંદ;
તિમ એ ચંચળ જીવડો જી, ન રહે ઇંદ્રિ નરિંદ્ર. સ૦ ૩

સૂક્ષ્મનિગોદ ભમી કરી જી, રાશિ ચઢયો વ્યવહાર;
લાખ ચોરાશી જીવયોનિમાં જી, લાધો નરભવ સાર. સ૦ ૪

શરીર જરાએ જર્જર્યું જી, શિર પર પડીઆ જી કેશ;
ઇન્દ્રિયબળ હીણા પડયા જી, પગ પગ પેખે ક્લેશ. સ૦ ૫

ભવસાયર તરવા ભણી જી, ચારિત્ર પ્રવહણ મૂળ;
તપ જપ સંયમ આકરા જી, મોક્ષ નગર છે દૂર. સ૦ ૬

ઈમ નિસુણી પ્રભુ દેશના જી, ગણધર થયા સાવધાન;
પાપ પડળ પાછાં પડ્યાંજી, પામ્યા કેવલજ્ઞાન. સ૦ ૭

ગૌતમના ગુણ ગાવતાં જી, ઘર સંપત્તિની કોડ;
વાચક શ્રી કરણ ઇમ ભણે જી, વંદું બે કર જોડ. સ૦ ૮

## શ્રી અરણીક મુનિવરની સજ્ઝાય

(રાગ—પાવાગઢથી ઉતર્યા)

મુનિ અરણિક ચાલ્યા ગોચરી રે,
વનના વાસી એનું રવિએ તપે રે લલાટ; મુનિવર વૈરાગી.
તિહાં ઉંચા મંદિર વેશ્યા તણા રે,
વનના૦ જઇ ઉભા રહ્યા ગોખ હેઠ. મુનિ૦ ૧

દાસી મોકલી વેશ્યાએ ઉતાવળી રે,
વનના૦ પેલા મુનિને અહિં તેડી લાવ. મુ૦
મુનિ મંદિર ચાલ્યા મલપતા રે,
વનના૦ જઈ દીધો તે ધર્મલાભ. મુનિ૦ ૨

મુનિ નિત નિત લહે ઓવારણા રે,
વનના૦ તમે જમો મોદકના આહાર. મુ૦
મુનિ પચરંગી બાંધો પાઘડી રે,
વનના૦ તુમે મેલો ઢલકતા તાર મુનિ૦ ૩

મુનિની માતા શેરીએ હીંડે શોધતા રે,
વનના૦ તિહા જોવા મળ્યા છે લોક મુ૦
મારો અરણિક કોઇએ દેખીઓ રે,
વનના૦ એ તો લેવા ગયો છે આહાર મુનિ૦ ૪

મુનિ ગોખે બેઠા રમે સોગઠે રે,
વનના૦ તિહા સાભળ્યો માતાજીનો સાદ મુ૦
મુનિ ગોખેથી હેઠે ઉતર્યા રે,
વનના૦ જઈ લાગ્યા માતાજીને પાય મુનિ૦ ૫

મુનિ ન કરવાનુ કામ તમે કર્યું રે,
વનના૦ તમે ચારિત્રના થયા ચોર, મુ૦
અમે શિલા ઉપર કરશું સાથરો રે,
વનના૦ અમે ચારિત્ર નહીં રે પલાય મુનિ૦ ૬

મુનિએ શિલા ઉપર કીધો સાથરો રે,
વનના૦ તિહા પામ્યા અમર વિમાન મુ૦
મુનિ હીરવિજય ગુરુ હીરલો રે,
વનના૦ એમ લબ્ધિવિજય ગુણ ગાય. મુનિ૦ ૭



*

## શ્રી સ્વાર્થની સજ્ઝાય

( રાગ–કવાલી )

જગત હે સ્વાર્થકા સાથી, સમજ લે કૌન હૈ અપના,
યે કાચકા કુંભા, નાહક તું દેખ કે ફુલતા;
પલકમેં ફૂટ જાવેગા, પત્તા જ્યું ડાલસે ગિરતા. જગત૦ ૧

મનુષ્યકી ઐસી જિંદગાની, અબી તું ચેત અભિમાની;
જીવનકા ક્યા ભરૂસા હૈ, કરી લે ધર્મકી કરણી. જગત૦ ૨

ખજાના માલ ને મંદિર, ક્યું કહેતા મેરા મેરા તું;
ઈહાં અબ છોડ જાના હૈ, ન આવે સાથ અબ તેરા. જગત૦ ૩

કુટુંબ પરિવાર સુત દારા, સુપન સમ દેખ જગ સારા;
નીકલ જબ હંસ જાવેગા, ઉસી દિન હૈ સબી ન્યારા. જગત૦ ૪

તરે સંસારસાગર કો, જપે જો નામ જિનવર કો;
કહે ક્ષાન્તિ યેહી પ્રાણી, હટાવે કર્મજંજીર કો. જગત૦ ૫

## શ્રી ચંદનબાળાની સજ્ઝાય

(રાગ-શી કહું કથની મારી હો રાજ.)

વીર પ્રભુજી પધારો નાથ, વીર પ્રભુજી પધારો;
વિનંતિ મુજ અવધારો. નાથ. વીર૦

ચંદનબાળા સતી સુકુમાલા, બોલે વચન રસાલા;
હાથને પગમાં જડી દીધાં તાળાં, સાંભળો દીનદયાળા. નાથ૦ ૧

કઠીણ છે મુજ કર્મની કહાણી, સુણો પ્રભુજી મુજ વાણી;
રાજકુંવરી હું ચૌટે વેચાણી, દુઃખ તણી નથી ખામી. નાથ૦ ૨

તાતજ મારો બધન પડીયો, માતા મરણુ જ પામી,
મસ્તકની વેણી કતરાણી, ભોગવી મે દુખ ખાણી નાથ૦ ૩
મોવી હતી હુ રાજકુટુબમા, આજે હુ ત્રણ ઉપવાસી,
સુપડાને ખૂણે અડદના બાકળા, શુ કહુ દુખની રાશી નાથ૦ ૪
શ્રાવણ ભાદરવા માસની પેરે, વરસે આસુની ધારા,
ગદ્ગદ્ કઠે ચદનબાળા, બોલે વચન કરૂણાળા નાથ૦ ૫
દુખ એ સઘળુ ભલુ પૂરવનુ, અપના દર્શન થાતા,
દુખ એ સઘળુ હૈયેજ આવે પ્રભુ તુમ પાછા જાતા નાથ૦ ૬
ચદનબાળાની અરજી સુણીને, નીર નયનમા નીહાળે,
બાકળા લઈ વીર પ્રભુજી પધારે, દયા કરી દીન દયાળે નાથ૦ ૭
સોવન કેરી તિહા થઇ વૃષ્ટિ, સાડી બાર કોટી સારી,
પચ દીવ્યો તે કાળે જ પ્રગટ્યા, બધન સર્વ વિહારી નાથ૦ ૮
સયમ લઇને કાજ સુધાર્યો, ચદનબાળા કુમારી,
વીર પ્રભુની શિષ્યણી પહેલી, પચ મહાવ્રત ધારી નાથ૦ ૯
કર્મ ખપાવી મુક્તિ સિધાવ્યા, ધન્ય સતી શીર નામી,
વિનયવિજય કહે ભાવ ધરીને, વદુ હુ વારવારી નાથ૦ ૧૦

### શ્રી આત્માની સજ્ઝાય

આતમરામ કહે ચેતના સમજો શ્વાસ સુધીની સગાઇ,
શ્વાસોશ્વાસ જ્યારે રમી જશે, ત્યારે ઉભો ન રાખે ભાઈ રે,
જમડા જોઈ રહ્યો છે લટકાળી રે, આમળો મેલી દેને મચકાળી ૧
સસારમાયા દૂર કરીને, આતમ ધ્યાન લગાઈ,
મોતની નોબત માથે ગાજે છે, ધર્મ કરોને સખાઇ રે જ૦ ૨

## શ્રી સ્વાર્થની સજઝાય

( રાગ-કવાલી )

જગત હે સ્વાર્થકા સાથી, સમજ લે કૌન હે અપના,
યે કાચકા કુંભા, નાહક તું દેખ કે કુલતા;
પલકમેં ફૂટ જાવેગા, પત્તા જ્યું ડાલસે ગિરતા. જગત૦ ૧

મનુષ્યકી ઐસી જિંદગાની, અભી તું ચેત અભિમાની;
જીવનકા ક્યા ભરૂસા હૈ, કરી લે ધર્મકી કરણી. જગત૦ ૨

ખજાના માલ ને મંદિર, કયું કહેતા મેરા મેરા તું;
ઈહાં અબ છોડ જાના હૈ, ન આવે સાથ અબ તેરા. જગત૦ ૩

કુટુંબ પરિવાર સુત દારા, સુપન સમ દેખ જગ સારા;
નીકલ જબ હંસ જાવેગા, ઉસી દિન હૈ સભી ન્યારા. જગત૦ ૪

તરે સંસારસાગર કો, જપે જો નામ જિનવર કો;
કહે ક્ષાન્તિ યેહી પ્રાણી, હટાવે કર્મજંજીર કો. જગત૦ ૫

## શ્રી ચંદનબાળાની સજઝાય

(રાગ-શી કહું કથની મારી હો રાજ.)

વીર પ્રભુજી પધારો નાથ, વીર પ્રભુજી પધારો;
વિનંતિ મુજ અવધારો. નાથ. વીર૦

ચંદનબાળા સતી સુકુમાલા, બોલે વચન રસાલા;
હાથને પગમાં જડી દીધાં તાળાં, સાંભળો દીનદયાળા. નાથ૦ ૧

કઠીણુ છે મુજ કર્મની કહાણી, સુણો પ્રભુજી મુજ વાણી;
રાજકુંવરી હું ચૌટે વેચાણી, દુઃખ તણી નથી ખામી. નાથ૦ ૨

રામચન્દ્રજી જાણુત છતા, વનમા શીદને જાય,
સતી સીતાને કલક આવ્યુ ત્યારે, રાવણુ રણુમાં રોળાય ભ૦ ૪
ભીમ અર્જુન નકુળ સહદેવ, રાજા ધર્મ કહેવાય,
પાચ પાડવ જાણુત છતાં, દ્રૌપદી શીદને લુટાય ભ૦ ૫
ચ દનબાલા ચૌટે વેચાણી, એને રાખી છે મૂલા ઘેર,
હાથ-પગમાં બેડી ડસકલા, એને રાખ્યા છે ગુપ્ત ભ ડાર ભ૦ ૬
સતી સુભદ્રાને કલક આવ્યુ ત્યારે, સાસુએ આળ દીધી,
જીહ્વાએ કરી તરણુ કાઢયુ ત્યારે, મુનિને કપાળે ટીલુ થાય ભ૦ ૭
સતી અ જનાને કલક આવ્યુ ત્યારે, સાસુએ દીધી આળ,
માબાપે પણુ પાણી ન પાયુ, એને કાઢયા છે ઉજડ વનવાસ ભ૦ ૮
વિજય ગુરુ પાય નમીને, લબ્ધિવિજય ગુણુ ગાય,
હેમવિજય મુનિ એમ કહે છે, તુમ સાભળીને લેજો સાર ભ૦ ૯

## વૈરાગ્યની સજ્ઝાય

( રાગ-ભેખ રે ઉતારો રાજા ભરથરી )

સાર નહીં રે સસારમા, કરો મનમા વિચારજી,
નેત્ર ઉઘાડીને જોઇએ, કરીએ દૃષ્ટિ પ્રસારજી ૧
જાગ જાગ ભવિ પ્રાણીયા, આયુ ક્ષણુ ક્ષણુ જાયજી,
વખત ગયો ફરી નહિ આવશે, કારજ કાંઈ ન થાયજી ૨
દશ દૃષ્ટાતે દોહીલો, પામી નર અવતારજી,
દેવગુરુ જોગ પામીને, કરીએ જન્મ સુધારજી ૩
મારૂ મારૂ કરી જીવ તુ, ફરીઓ સઘળે સ્થાનજી,
આશા કોઇ ફળી નહિ, પામ્યો સકટ ખાણુજી ૪

માત-પિતા-સુત-બાંધવા, ચડતી સમે આવે પાસજી;
પડતી સમે કોઇ નવિ રહે, દેખો સ્વારથ સારજી. ૫

રાવણુ સરીખા રે રાજવી, લંકાપતિ જે કહાયજી;
ત્રણ જગતમાંહિ ગાજતો, ધરતો મન અભિમાનજી. ૬

અંત સમય ગયા એકલા, નહિ ગયું કોઈ સાથજી;
એવું જાણીને ધર્મ કીજીયે, હોશે ભવજલ પારજી. ૭

મોહનિદ્રાથી જાગીને. કરો ધર્મ શું પ્રેમજી;
એવી સૌભાગ્ય વાણીને, ધારો મનશું પ્રેમજી. ૮

## શ્રી નરકદુ:ખની સજઝાય

( રાગ–હે સુખકારી આ– )

હે સુણ ગોયમજી ! વીર પયંપે નરક તણા દુઃખ વારતા,
પરનારી સંગત જે કરતા, વળી પાપ થકી પણ નહિ ડરતા;
જમરાયની શંકા નવિ ધરતા. ૧

હે શ્રોતાજનો ! નરકના દુઃખ સાંભળતાં હેડાં થરથરે,
હે ગુણવંતા, વીર વાણી સાંભળીને ધર્મ ખજાનો ભરો;
લોહની પુતળીને તપાવે છે, અતિ અગ્નિમય બનાવે છે,
તસ આલિંગન દેવરાવે છે. હે શ્રો૦ ૨

પાંચશો જોજન ઉછાળે છે, પછી પટકી ભોંય પછાડે છે;
પછી તેહની દેહને બાળે છે. હે શ્રો૦ ૩

શ્વાન થઇને ફરી તે કરડે છે, ઝીલી પરમાધામી મરડે છે,
વળી તેહની પાછળ દોડે છે. હે શ્રો૦ ૪

મૃગલા જેમ પાસમા પકડે છે, કરવત કરી તેહને ફાડે છે,
વળી પકડી પકડીને ભમાવે છે હે શ્રો૦ ૫

વળી તેહને શુળીએ આરોપે છે, કાન નાક પણ તેહના કાપે છે,
વળી ભર સાડમા તેણે મારે છે હે શ્રો૦ ૬

વળી ખાલ ઉતારી જવાલે છે, તાતા તેલમા પણ ઘાલે છે,
ગિરૂઆ વિપાકો તેહને દેખાડે છે હે શ્રો૦ ૭

માસનો તેને આહાર કરાવે છે, એમ નરકમા દુ ખ ઘણા પાવે છે,
અતિ ત્રાસમા દુ ખ ગમાવે છે હે શ્રો૦ ૮

વળી શરીરમા ખાર મિલાવે છે, એમ પરમાધામી દુ ખ દેખાડે છે,
શુભવીરની વાણીથી શીતળ થાવે છે હે શ્રો૦ ૯

## શ્રી કર્મ ઉપર સજ્ઝાય

(રાગ—દુ ખ દોહગ દૂરે ટળ્યા રે)

સુખ દુ ખ સરજ્યા પામીયે રે, આપદ સ પદ હોય,
લીલા દેખી પર તણી રે, રોષ મ ધરજો કોય રે,
પ્રાણી! મન નાણો વિખવાદ, એ તો કર્મ તણા પરસાદ રે પ્રાણી૦ ૧

ફળને આહારે જીવિઆ રે, બાર વરસ વન રામ,
સીતા રાવણ લઈ ગયો રે, કર્મ તણા એ કામ રે. પ્રાણી૦ ૨

નીર પાખે વન એકલો રે, મરણ પામ્યો મુકુદ,
નીચ તણે ઘર જળ વહ્યો રે, શીશ ધરી હરિચદ રે પ્રાણી૦ ૩

નળે દમયતી પરહરી રે, રાત્રિ સમય વન બાળ,
નામ ઠામ કુળ ગોપવી રે, નળે નિરવાહ્યો કાળ રે પ્રાણી૦ ૪

રૂપ અધિક જગ જાણીયે રે, ચક્રી સનત્કુમાર;
વરસ સાતશે ભોગવી રે, વેદના સાત પ્રકાર રે. પ્રાણી૦ ૫

રૂપે વળી સુર સારિખા રે, પાંડવ પાંચ વિચાર;
તે વનવાસે રડવડ્યા રે, પામ્યા દુઃખ સંસાર રે. પ્રાણી૦ ૬

સુર નર જસ સેવા કરે રે, ત્રિભુવનપતિ વિખ્યાત;
તે પણ કર્મે વિટંબીયા રે, તો માણસ કેઈ માત રે. પ્રાણી૦ ૭

દોષ ન દીજે કેહને રે, કર્મ વિટંબણ હાર;
દાન મુનિ કહે જીવને રે, ધર્મ સદા સુખકાર રે. પ્રાણી૦ ૮

## શ્રી આત્મશિક્ષા સજ્ઝાય

(રાગ–સહજાનંદીરે આત્મા)

આતમરામે રે મુનિ રમે, ચિત્ત વિચારીને જોય રે,
તારૂં દીસે ન કોય રે, સહુ સ્વાર્થી મળ્યું તોય રે;
જન્મ મરણ કરે લોય રે, પૂઠે સવિ મળી રોય રે. આતમ૦ ૧

સજન વર્ગ સવિ કારમું, કુડો કુટુંબ પરિવાર રે,
કોઈ ન કરે તુજ સાર રે, ધર્મ વિણુ નહી આધાર રે;
જિણે પામો ભવપાર રે. આતમ૦ ૨

અનંત કલેવર મૂકયાં તે, કીયાં સગપણ અનંત રે, ભવ ઉદ્વેગે રે
તું ભમ્યો, તોહી ન આવ્યો તુજ અંતરે, ચેતો હૃદયમાં સંત રે.
આતમ૦ ૩

ભોગ અનંતા તેં ભોગવ્યા, દેવ મણુઅ ગતિમાંહે રે, તૃપ્તિ ન
પામ્યો રે જીવડો, હજી તુજ વાંછા છે ત્યાંહિ રે, આણુ સંતોષ
ચિત્તમાંહિ રે. આતમ૦ ૪

ધ્યાન કરો રે આતમતણું, પર વસ્તુથી ચિત્તવારી રે અનાદિ
સબંધ તુજકો નહિ, શુદ્ધ નિશ્ચય ઇમ ધારી રે,
ઈણુવિધિ નિજ ચિત્ત ઠારી રે, મણીચન્દ્ર આતમ તારી રે
આતમ૦ ૫

## શ્રી ઘડપણની સજ્ઝાય

(ગગ-ગર્વ મ કરો રે ગાત્રનુ)

ઘડપણ કા તુ આવીયો રે, તુજ કોણ જુએ છે વાટ,
તુ સહુને અળખામણો રે, જેમ માકણુ ભરી ખાટ રે ઘડ૦ ૧
ગતિ ભાગે તુ આવતા રે, ઉદ્યમ ઉડી રે જાય,
દાતલડા પણ ખસી પડે રે, લાળ પડે મુખમાય રે ઘડ૦ ૨
બળ ભાગે આખો તણુ રે, શ્રવણે સુણ્યુ નવિ જાય,
તુજ આવે અવગુણ ઘણા રે, વળી ધોળી હોવે રોમરાય રે ઘડ૦ ૩
કેડ દુખે ગુણુ રહે રે, મુખમાં શ્વાસ ન માય,
ગાલે પડે કરચલી રે, રૂપ શરીરનુ જાય રે ઘડ૦ ૪
જીભલડી પણ લડથડે રે, આણ ન માને કોય,
ઘેર સહુને અળખામણો રે, સાર ન પૂછે કોય રે ઘડ૦ ૫
દીકરા તો નાશી ગયા રે, વહુઅર દે છે ગાળ,
દીકરી ન આવે ઢુકડી રે, સબળ પડયો છે જ જાળ રે ઘડ૦ ૬
કાને તો ધાકો પડી રે, સાભળે નહીય લગાર,
આખે તો છાયા વળી રે, એ તો દેખી ન શકે લગાર રે ઘડ૦ ૭
ઉબરો તો ડુગર થયો રે, પોળ થઈ પરદેશ,
ગોળી તો ગગા થઈ રે, તમે જુઓ જરાના વેશરે ઘડ૦ ૮

ઘડપણ વહાલી લાપશી રે, ઘડપણ વહાલી ભિંત;
ઘડપણ વહાલી લાકડી રે, તુમ જુઓ ઘડપણની રીત રે. ઘડ૦ ૯

ઘડપણ તું અકહ્યાગરો રે, અણતેડયો મ આવેશ;
જોબનિયું મુજ વહાલું રે, જતન હું તાસ કરેશ. ઘડ૦ ૧૦

ફૂટ ફૂટ તું અભાગીયા રે, જોબનનો તું કાળ;
રૂપ રંગને ભાંગતો રે, તું તો મ્હોટો ચંડાળ રે. ઘડ૦ ૧૧

નીસાસે ઉસાસમેં રે, દેવને દીજીએ ગાળ;
ઘડપણ કાં તું સરજીયો રે, લાગ્યો માહરે નિલાડ રે. ઘડ૦ ૧૨

ઘડપણ તું સદા વડો રે, હું તુજ કરૂં રે જુહાર;
જે મેં કહી છે વાતડી રે, જાણજો તાસ વિચાર રે. ઘડ૦ ૧૩

કોઈ ન વંછે તુજને ને, તું તો દૂર વસાય;
વિનયવિજય ઉવજ્ઝાયનો રે, રૂપવિજય ગુણગાય રે. ઘડ૦ ૧૪

## શ્રી શિયલની સજ્ઝાય

(રાગ–ધન ધન તે દિનમાં હશે)

શિયલ સમું વ્રત કો નહિ, શ્રી જિનવર એમ ભાખે રે;
સુખ આપે જે શાશ્વતાં, દુર્ગતિ પડતાં રાખે રે. શિ૦ ૧

વ્રત પચ્ચખ્ખાણ વિના જુઓ, નવ નારદ જેહ રે;
એક જ શિયલ તણે બળે, ગયા મુક્તે તેહ રે. શિ૦ ૨

સાધુ અને શ્રાવક તણાં, વ્રત છે સુખદાઈ રે;
શિયલ વિના વ્રત જાણજો, કુશકા સમ ભાઈ રે. શિ૦ ૩

તરુવર મૂળ વિના જિસ્યો, ગુણ વિણ લાલ કમાન રે;
શિયલ વિના વ્રત એહવું, કહે વીર ભગવાન રે. શિ૦ ૪

નવવાડે કરી નિર્મળુ, પહેલુ શિયલ જ ધરજો રે,
ઉદયરત્ન કહે તે પછી, વ્રતનો ખપ કરજો રે શિ૦ ૫

## શ્રી અનાથી મુનિની સજ્ઝાય

(રાગ–આમો સુદિ આતમ સુવિચાર)

બભસારે વનમા ભમતા ઋષિ દીઠો રયવાડી રમતા,
રૂપ દેખીને મને રીઝયો, ભારે કર્મીપણુ ભીંજ્યો ૧

પાણિ જોડીને ઈમ પૂછે, સબધ તમારે શુ છે,
નરનાથ હુ છુ અનાથ, નથી કોઈ માહરે નાથ ૨

હરખે જોડી કહે હાથ, હુ થાઉ તમારો નાથ,
નરનાથ તુ છે અનાથ, શુ મુજને કરે છે સનાથ ૩

મગધાધિપતિ હુ છુ મોટો, શુ બોલે છે ભૂપ ખોટો,
તુ નાથપણુ નવી જાણે, ફોગટ શુ આપ વખાણે ૪

વત્સ દેશ કોશબીનો વાસી, રાજપુત્ર હુ છુ વિલાસી,
એક દિન મહારોગે ઘેર્યો, કેને તે પાછો ન ફેર્યો ૫

માત-પિતા મુજ બહુ મહિલા, વહેરાવે આસુના વહેલા,
વડા વડા વૈદ્ય તેડાવે, પણ વેદના કેઈ ન હઠાવે ૬

તેહવુ દેખી તબ શૂલ, મે ધાર્યો ધર્મ અમૂલ,
રોગ જાયે જો આજની રાત, તો સયમ લેઉ પ્રભાત ૭

ઇમ ચિતવતા વેદન નાઠી, આખડી બાધી મે કાઠી,
બીજે દિન સયમ ભાર, લીધો ન લગાડી વાર ૮

અનાથ સનાથનો વહેરો, તુમને દાખ્યો કરી ચહેરો,
જિનધર્મ વિના નરનાથ, નથી કોઇ મુક્તિનો સાથ ૯

શ્રેણીક ત્યાં સમકિત પામ્યો, અનાથીને શિર નામ્યો;
મુગતે ગયો મુનિરાય, ઉદય રતન વદે ઉવજ્ઝાય. ૧૦

## શ્રી ચંદનબાળાની સજ્ઝાય

(રાગ—નારે પ્રભુ નહિ માનું—)

મારૂં મન મોહ્યું જી ઇમ બોલે ચંદનબાલ,
મારૂં૦ મુજ ફલીયો સુરતરૂ સાલ;
હું રે ઉમરડે બેઠી હુંતી, અઠ્ઠમ તપને અંતે,
હાથ ડસકલાં ચરણે બેઠી, માહરા મનની ખંતે. મા૦ ૧
શેઠ ધનાવહે આણી દીધા, અડદ બાકુળા ત્યારે;
એહવામાં શ્રી વીર પધાર્યા, કરવા મુજ નિસ્તારે. મા૦ ૨
ત્રિભુવનનાયક નિરખી નયણે, હરખી ચિત્ત મઝાર;
હરખ આંસુ જલ હું વરસંતી, પડિલાભ્યા જયકાર. મા૦ ૩
પંચ દિવ્ય તવ દેવ કરે શુચિ, વરસી કંચનધાર;
માનું અડદ અન્ન દેવા મિષે, વીર કર્યા તિણવાર. મા૦ ૪
જ્ઞાનવિમલ પ્રભુજી હાથે, લીધો સંજમભાર;
વસુમતી તવ કેવલ લહીને, પામી ભવજલ પાર. મા૦ ૫

## શ્રી મોક્ષનગરની સજ્ઝાય

મોક્ષનગર માહરૂં સાસરૂં, અવિચલ સદા સુખવાસ રે;
આપણા જિનવર ભેટીયે, તિહાં કરો લીલ વિલાસ. મોક્ષ૦ ૧
જ્ઞાન દરિસન આણાં આવીયાં, કરો કરો ભક્તિ અપાર રે;
શિયળ શૃંગાર પહેરો [illegible]ભતા,
ન સમર [illegible] [illegible]ોક્ષ૦ ૨

વિવેક સોવન ટીલુ તપ, જીવદયા કુંકુમ રોલ રે,
સમકિત કાજલ નયણું રો,
સાચું સાચું વચન તંબોળ રે મોક્ષ૦ ૩
સમતા વાટ સોહામણી, ચારિત્ર વહેલ જોડાવ રે,
તપ જપ બળદ ધોરી જોતરો, ભાવના ભાવો રસાલ રે મોક્ષ૦ ૪
કારમું સાસરું પરિહરો, ચેતો ચેતો ચતુર સુજાણ રે,
જ્ઞાનવિમલ મુનિ ઇમ ભણે, તિહાં છે મુક્તિનું ઠામ રે મોક્ષ૦ ૫

## શ્રી તપની સજ્ઝાય

(રાગ–દુઃખ દોહગ દૂરે ટળ્યા રે)

કીધા કર્મ નિકંદવારે, લેવા મુક્તિનું દાન,
હત્યાં પાતક છૂટવારે, નહિ કોઈ તપ સમાન,
ભવિક જન ! તપ કરજો મન શુદ્ધ ૧
ઉત્તમ તપના યોગથીરે, સેવે સુરનર પાય,
લબ્ધિ અઠ્ઠાવીશ ઉપજે રે, મનોવાછિત ફળ થાય ભ૦ ૨
તીર્થંકર પદ પામીએ રે, નાસે સઘળા રોગ,
રૂપ લીલા સુખ સાહ્યબી રે, લહીએ તપ સંયોગ ભ૦ ૩
તે શું છે સંસારમાં રે, તપથી જે નવિ હોય,
જે જે મનમાં કામીએ રે, સફલ ફલે સવિ તેહ ભ૦ ૪
અષ્ટ કર્મના ઓઘને રે, તપ ટાળે તત્કાળ,
અવસર લહીને તેહનો રે, ખપ કરજો ઉજમાળ ભ૦ ૫
બાહ્ય અભ્યંતર જે કહ્યા રે, તપના બાર પ્રકાર,
હોજો તેહની ચાલમાં રે, જેમ ધન્નો અણગાર ભ૦ ૬

ઉદયરત્ન કહે તપ થકી રે, વાધે સુજસ સનૂર;
સ્વર્ગ હુવે ઘર આંગણે રે, દુર્ગતિ જાવે દૂર. ભ૦ ૭

## વૈરાગ્યની સજઝાય

ક્યાં તન માંજતાં રે, એક દિન મિટ્ટિમેં મિલ જાના;
મિટ્ટિમેં મિલ જાના બંદે, ખાખમેં ખપ જાના. ક્યા૦ ૧

મિટ્ટીયા ચુન ચુન મ્હેલ બંધાયે બંદા કહે ઘર મેરા;
એક દિન બંદે ઉઠ ચલેંગે, યહ ઘર તેરા ન મેરા. ક્યા૦ ૨

મિટીયા ઓઢણ મિટિયા બીછાવણ, મીટીકા શીરાણા;
ઇસ મિટીયાકું એક ભૂત બનાયે, અમર જાણ લોભાના. ક્યા૦ ૩

મિટીયા કહે કુંભારને રે, તું ક્યા જાણે મોય;
એક દિન ઐસા આવેંગા રે, મેં ખુંદુંગી તોય. ક્યા૦ ૪

લકડી કહે સુથારને રે, તું નવિ જાણે મોય;
એક દિન ઐસા આવેગા પ્યારે, મેં ભુંજુંગી તોય. ક્યા૦ ૫

દાન શિયલ તપ ભાવના રે, શિવપુર મારગ ચાર;
આનંદઘન ભાઈ ચેત લો પ્યારે, આખર જાના ગમાર. ક્યા૦ ૬

## શ્રી વિષયતૃષ્ણાનિવારક સજઝાય

( રાગ—અબ મોહે ઐસે આય બની )

જબ લગે વિષય તૃષ્ણા ના મિટી, જબ૦
તબ લગે તપ જપ કિરિયા, કાહે કરે કપટી. જબ૦ ૧

વાત વિનોદ કરી જનમન રંજે, જૈસે નૃત્ય નટી;
ઈમ કામ કરતાં તું ક્યું પાવેગો, ભવ સમુદ્ર તટી. જબ૦ ૨

કુણ જોગી જગમ ઔર જટા, કુણ ભગત યતિ,
મલિન દેહી કચ બહુત વધારે, ઓઢે મલિન પટી જબ૦ ૩
ધ્યાન ધરે બહુ લોક વિપ્રતારે, કરે બહોત ચટી,
બાર વરસ લગે ઉભો રહેતો, સહે પચાગ્નિ નિરટી જબ૦ ૪
સોય સિદ્ધનર વડ વૈરાગી, જા મની વિષય નટી,
લબ્ધિવિજય કહે સો ગુરુ મેરા, જિણે વિષ વેલી કટી જબ૦ ૫

## શ્રી જોબન અસ્થિરની સજ્ઝાય

જોબનીયાની મોજા ફોજા, જાય નગારા દેતી રે,
ઘડી ઘડી ઘડીયાલા વાગે, તોય ન જાગે તેથી રે જો૦ ૧
જરા રાક્ષસી જોર કરે છે, ફેલાવે ફજેતી રે,
આવી અવધે ઉચકે સહી, લખપતિને લેતીરે જો૦ ૨
માળે બેઠા મોજ કરે છે, ખાતે જોવે ખેતી રે,
જમરો ભમરો તાણી લેશે, ગોફણ ગોળા સેતી રે જો૦ ૩
જિનરાજાને શરણ જાવુ, જોરાલો કો ન જેથી રે,
દુનીયામા દુજો દીસે નહિ, આખર તરશો તેથી રે. જો૦ ૪
દાત પડયા ને ડોસો થયો, કાજ મર્યું નહિ કેથી રે,
ઉદયરત્ન કહે આપે સમજો, કહીયે વાતો કેતી રે જો૦ ૫

## શ્રી ગૌતમ સ્વામિની સજ્ઝાય

(રાગ—અહો મુનિવરજી)

હે ઇન્દ્રભૂતિ! તાહરા ગુણ કહેતા હરખ ન માય, હે ગુણ દરિયા! સુરવધૂ કર જોડી ગુણ ગાય જે શકર વિરચિની જોડી, વલી મોરલી ઘરને વિછોડી, તે જિનજી સાથે

પ્રીત જોડી. હે૦ ૧ વેદના અરથ સુણી સાચા, વીરના ચેલા થયા જાચા; કોઇ લબ્ધિએ ન રહ્યા કાચા. હે૦ ૨ પરિગ્રહ નવવિધના ત્યાગી, તુમચી જાગરણ દશા જાગી; ધર્મ ધ્યાન શુકલ ધ્યાનના રાગી. હે૦ અનુજોગ ચારના બહુજાણ, તેણે નિર્મળ પ્રબળ તુજ નાણ; અમૃત રસ સમ મીઠડી વાણ. હે૦ ૪ જે કામ નૃપને રમવા દડી, ત્રણ ગતિ ત્રિવટે તેહ પડી, તે રમણી તુજને નહીં નડી. હે૦ ૫ અતિ જાગરણ દશા જયારે જાગી, ભાવઠ સઘલી ત્યારે ભાગી; કહે ધર્મ જિત નોબત વાગી. હે ઇન્દ્રભૂતિ૦ ૬

## ધન્ના અણગારની સજ્ઝાય

( રાગ–મેંદી રંગ લાગ્યો )

ચરણકમલ નમી વીરના રે, પૂછે શ્રેણીક રાય રે,
મુનિ શું મન માન્યો. ૧
ચૌદ સહસ મુનિ તાહરે રે, અધિકો કુણ કહેવાય રે મુનિ૦ ૨
ઋદ્ધિ છતી જેણે પરિહારી રે, તરૂણી તજી પરિવાર. મુનિ૦ ૪
સિંહ તણી પરે નીકળ્યો, પાલે સિંહાસન સમાન રે મુનિ૦ ૫
જિન કહે અધિકો માહરે રે, ધન ધન્નો અણગાર રે. મુનિ૦ ૩
ક્રોધ લોભ માયા તજી, દૂર કીધો અભિમાન રે. મુનિ૦ ૬
સુજ હાથે સંયમ ગ્રહી રે, પાળે નિરતિચાર રે. મુનિ૦ ૭
છઠ છઠ આંબિલપારણે રે, લીયે નીરસ આહાર રે. મુનિ૦ ૮
ન વંછે કોઈ માનવી રે, તે લીયે આહાર રે. મુનિ૦ ૯
ચાલતાં હાડ ખડખડે રે, જિમ ખાખરના પાન રે. મુનિ૦ ૧૦
સકર ભર્યું જેમ કોચલે, તેમ ધન્ના મુનિનું વાન રે. મુનિ૦ ૧૧

પચ સમિતિ ત્રણ ગુપ્તિ શુ રે, રગે રમે નિશ દિશ રે મુનિ૦ ૧૨
સર્વારથસિધ્ધે સુખ પામશે રે, ધન ધન્નો અણગાર રે મુનિ૦ ૧૩
નવમે અગે જેહનો રે, વીર કહ્યો અધિકાર રે મુનિ૦ ૧૪
પડિત જિનવિજય તણો રે, મેરૂ નમે વારવાર રે મુનિ૦ ૧૫
પ્રાત ઉઠીને તેહનુ રે, નામ લીજે સુવિચાર રે મુનિ૦ ૧૬

## શ્રી સગતની સજ્ઝાય

લોઢુ લાલ બને અગ્નિ સગે, પણ રાતુ રહે ક્ષણવાર નીકળે જો બહાર, સગત એને શુ કરે, જેના અતર જાણો કઠોર સ૦ ૧ બારે મેઘ વરસે બહુજોરથી, મગશેલીઓ ન ભીજાય, બીજા ગળી જાય સ૦ ૨ દુધ સાકર ઘીથી સીંચો સદા, લીંબડાની કડવાશ ન જાય, મધુરો ન થાય સ૦ ૩ ચદનવૃક્ષના મૂળે રહ્યો, ફણીધરે ન છોડયો સ્વભાવ, જાણયો ન પ્રભાવ સ૦ ૪ પાણી માહે પડયો રહે સદા, કાલમિંઢ તણુ એવુ જોર, ભીંજાય ન કોર સ૦ ૫ અગન ઉકળતા માહે ઓરીએ, પણ કોરડુ ન રધાય, બીજા ગળી જાય સ૦ ૬ સોમણ સાબુએ ધોયા છતા, કોલસાની કાળાશ ન જાય, ઉજ્જવળ નવિ થાય સ૦ ૭ ખરને નિર્મળ જલે નવરાવીએ, પણ રાખ દેખી તત્કાલ ધરે, બહુ વહાલ સ૦ ૮ કાળા રગનુ કપડુ લેઈ કરી, રાતા રગમા બોળે ઝબોળે, નીકળે નહિ ડોળ સ૦ ૯ ઝરમર ઝરમર મેહુલો વરમી રહ્યો, વનસ્પતિઓ બધી લીલી થાય, જવાસો સુકાય સ૦ ૧૦ કાગે હસતણી સોબત કરી, પણ ચૂકયો નહિ પોતાનુ ચરિત્ર, જોજો એની રીત સ૦ ૨૦

૧૧ કસ્તુરી ને કપુરના ગંજમાં, કદી દાટે ડુંગળીને કોય, સુગંધી ન હોય. સં૦ ૧૩ કસ્તુરીના ક્યારા માંહે રોપતા, નવી જાયે લસણ કેરી વાસ, દુષ્ટ જેની પાસ. સં૦ ૧૩ સતી સદ્દગુણવંતના સંગમાં, કુભારજાને કદી ન આવે રંગ, ખોટા જેના ઢંગ. સં૦ ૧૪ દુર્જન સજ્જનની સોબત કરી, પણ કપટપણું નવિ જાય, સિદ્ધો નવિ થાય. સં૦ ૧૫ ગાઢ અજ્ઞાની જ્ઞાન પામે નહિ, મળે સંત સમાગમ આમ, કહે મુનિ શ્યામ. સંગત એને શું કરે. ૧૬

## શ્રી આત્મહિત સજઝાય

મારૂં મારૂં મ કર જીવ તું, જગમાં નહિં તાહરૂં કોય રે;
આપ સ્વાર્થે સહુ મળ્યા, હૃદય વિચારીને જોય રે. મારૂં૦ ૧
દિન દિન આયુ ઘટે તાહરૂં, જિમ જળ અંજલી હોય રે;
ધર્મ વેળા નાવે ઢુંકડો, કવણ ગતિ તાહરી હોય રે. મારૂં૦ ૨
રમણીશું રંગે રાચે રમે, કાંઈ દિયે બાવળ બાથ રે;
તન ધન યૌવન સ્થિર નહિ, પરભવ નાવે તુજ સાથ રે મારૂં૦ ૩
એક ઘરે ધવળ મંગળ હુવે, એક ઘરે રૂવે બહુ નાર રે,
એક રામા રમે કંથશું, એક છોડે સકળ શણગાર રે. મારૂં૦ ૪
એક ઘેર સહુ મળી બેસતાં, નિતનિત કરતા વિલાસ રે;
તેરે સાજનીયો ઉઠી ગયો, સ્થિર ન રહ્યો એક વાસ રે. મારૂં૦ ૫
એહવું સ્વરૂપ સંસારનું, ચેત ચેત જીવ ગમાર રે;
દશ દૃષ્ટાંતે રે દોહિલો, પામવો મનુષ્ય અવતાર રે. મારૂં૦ ૬
હર્ષવિજય કહે એહવું, જે ભજે જિન પદ રંગ રે;
તે નરનારી વેગે વરે, મુક્તિવધૂ કેરો સંગ રે. મારૂં૦ ૭

## શ્રી ગુણસ્થાનકની સજ્ઝાય

( રાગ–સુત સિદ્ધારથ ભૂપનો )

પાસ જિનેસર પય નમી રે, લહી સદ્‌ગુરુનો આધાર,
તાસ સાનિધ્યે હું ભણું રે, ગુણસ્થાનક સુવિચાર રે,
ચચલ આત્મા, આણી ભાવ તે રૂડો રે, સ્થિરતામાં રમો ૧

પહેલું ગુણઠાણું સુણી રે, નામે મૂલ મિથ્યાત,
સુધો ધરમ ન મન ધરે રે, ન ગમે ધર્મની વાત રે ચ૦ ૨

બીજું સાસ્વાદન અછે રે, ગુણઠાણું વિખ્યાત,
ખટ આવલિ સમકિત હરે રે, પછી હોયે મિથ્યાત રે ચ૦ ૩

ત્રીજે મિશ્ર ગુણસ્થાનકે રે, મિશ્ર દૃષ્ટિ રહે સાર,
તત્ત્વરુચિ અરુચિ નહિ રે, પરિણતિ મધ્યમ ધાર રે ચ૦ ૪

ચોથે સમકિત ગુણ છતા રે, વિરતિ ન આવે લગાર,
તત્ત્વદૃષ્ટિ મનમા રમે રે, અવિરતિ ચિત્ત અપાર રે ચ૦ ૫

દેશવિરતિ ગુણ પાચમે રે, એ ગુણે શ્રાવક હોય,
સ્થૂલ જીવવધ નવિ કરે રે, વિરતિ વિવિધ ભગ જોય ચ૦ ૬

છટ્ઠે પ્રમત્ત ગુણસ્થાનકે રે, બહુલ પ્રમાદે રે લીન,
વિરતિ સર્વથી આદરે રે, સચમ સાધે અદીન રે ચ૦ ૭

અપ્રમત્ત ગુણ સાતમે રે, ધર્મે નિશ્ચલ ચિત્ત,
પરિષહ ઉપસર્ગો સહે રે, આતમ તત્ત્વ પવિત્ત રે ચ૦ ૮

આઠમે નિવૃત્તિ પદ લહે રે, શ્રેણિ તણું રે મડાણ,
મોહ સુભટને હઠાવતા રે, વધતા આતમઝાણ રે ચ૦ ૯

બાદર ક્રોધ માયા મદે રે, લોભ તણો પરિહાર;
અનિવૃત્તિ આદર આદરી રે, સહેજે તરે સંસાર રે. ચં૦

સૂક્ષ્મસંપરાય દશમ ગુણે રે, સૂક્ષ્મ લોભ કરે અંત;
નિરમોહી પદ પામવા રે, કરે ઉદ્યમ ભગવંત રે. ચં.

ઉપશમ મોહ અગીઆરમે રે, જીવ રહે ઇણે ઠામ;
વીતરાગતા અનુભવે રે, લહે નિજ ઘર વિશ્રામ રે. ચં૦

તિહાં થકી તે લડથડે રે, કરમ વિચિત્ર પ્રકાર;
નરક નિગોદે પણ ભમે રે, કાળ અનંત વિચાર રે. ચં૦

ક્ષીણમોહ ગુણ બારમે રે, શ્રેણિ ક્ષપક પઈટ્ઠ;
મોહ દહ્યો ઈહાં મૂલથી રે, જિમ તૃણ અગ્નિ વિસિટ્ઠ રે. ચં૦

ઘનઘાતી ચારે હણી રે, તેરમે ગુણ સયોગ;
ચૌદરાજ દેખે સવિ રે, કેવલજ્ઞાનોપયોગ રે ચં૦ ૧

અયોગી કેવલી ચઉદમે રે, પંચ હ્રસ્વાક્ષર માન;
જન્મ-મરણ-દુઃખ ટાલીને રે, થાય સિદ્ધ ભગવાન રે. ચં૦ ૧

એહ ચૌદ ગુણસ્થાનકાં રે, ભાવે ધરે નરનાર;
કર્મસાગર શિષ્ય એમ ભણે રે, તે તરે આ સંસાર રે. ચં૦ ૧૯

## મનને ઉપદેશની સજ્ઝાય

કૈસે વિધ સમજાવું હો મન તુને, કૈસે વિધ સમજાવું;
હાથીજી હોય તો મેં પકડે મંગાવું, ઝાંઝર પાયે જડાવું;
કર મહાવતને માથે બેસાડું તો, અંકુશ દેઈ સમજાવું.
હો મન૦ ૧

ઘોડાજી હોય તો મેં ઝેણ કરાઉં, કરડી લગામ દેવરાઉં;

ચડી અસ્વારીને ફેર ન લાગુ તો, નવ નવ ખેલ ખેલાઉ
હો મન૦ ૨

સોનુ જી હોય તો મે ચુગી મેલાઉ, કરડે તાપ તપાઉ,
લઇ કુકસન ને કુકણ લાગુ તો, પાણી જ્યુ પીગલાઉ
હો મન૦ ૩

લોહુ જી હોય તો મે એરણ મ ડાવુ, ઘોઈ ઘોઇ ધમણ ધમાઉં,
માર ઘણા ઘમસાણ ઉઠાકુ તો, જ તર તાર કઢાઉ હો મન૦ ૪

જ્ઞાનીજી હોય તો મે જ્ઞાન બતાઉ, અ તર વેણુ વજાઉ,
રૂપચદ કહે નાથ નિરજન, જ્યોતિસે જ્યોત મીલાઉ
હો મન૦ ૫

## વૈરાગ્યની સજ્ઝાય

જીવ તુ ચેનમાહે પડ્યો, તારી નિદ્રાને વાર રે,
નરકતણા દુ ખ દોહિલા, સેવ્યા તે અનતિ વાર રે
ચેતન ચેતજો પ્રાણીયા ૧

ધન કુટુબને કારણે, રળ્યો રાત ને દિન રે,
લાખ ચોરાશીનુ ખોળીયુ, કર્યા નિત્ય નવા વેષ રે ચે૦ ૨

જ્યા રે જઇને કર્મ આગળે, ત્યા તારા પડીયલા પાસ રે,
ભોગવ્યા વિના રે છુટકો નહીં, કર્યા કર્મનો દાસ રે ચે૦ ૩

જેમ રે પખી વાસો વસે, તેમ તુ જાણુ સસાર રે,
આ રે સસાર અથિર છે, આઉખાનો ન કર વિશ્વાસ રે ચે૦ ૪

ભવિક જીવ તુમે સાભળો, પાળો જીવદયા સાર રે,
સત્યવિજય પડિત ઈમ ભણે, પ્રભુ આવાગમન નિવાર રે ચે૦ ૫

## શ્રી નંદિષેણુમુનિની સજ્ઝાય

( રાગ–મારૂં મન મોહ્યું રે )

સાધુજી ન જઇએ રે પરઘર એકલા રે, નારીનો કવણ વિશ્વાસ;
નંદિષેણ ગણિકા વચને રહ્યા રે, બાર વરસ ઘરવાસ. સા૦ ૧

સુકુલિની વરકામિની પાંચસેં રે, સમરથ શ્રેણિક તાત;
પ્રતિબૂઝચો વચને જિનરાજને રે, વ્રતની કાઢી રે વાત. સા૦ ૨

ભોગ કર્મ પોતે વિણ ભોગવે રે, ન હોવે છુટક બાર;
વાત કરે છે શાસનદેવતા રે, લીધો સંજમ ભાર. સા૦ ૩

કંચન કોમલ કાયા સોસવી રે, વિરસ નિરસ આહાર;
સંવેગી મુનિવર શિર સેહરો રે, બહુ બુદ્ધિ અકલ ભંડાર. સા૦ ૪

વેશ્યાઘર પહોત્યાં અણજાણતો રે, ધર્મલાભ દીયે જામ;
ધર્મલાભનું કામ ઈહાં નહિ રે, અર્થલાભનો કામ. સા૦ ૫

બોલ ખમી ન શકચા ગરવે ચડચા રે, ખેંચ્યો તરણો નેવ;
દીઠો ઘર સારો અરથે ભર્યો રે, જાણે પ્રત્યક્ષ દેવ. સા૦ ૬

હાવ ભાવ વિભ્રમવશે આદરી રે, વેશ્યાશુ ઘરવાસ;
પણ દિનપ્રતિ દશ દશ પ્રતિબૂઝવી રે, મૂકે પ્રભુજીની પાસ. સા૦ ૭

એક દિવસ નવ તો આવી મલ્યા રે, દશમો ન બૂઝે કોય;
આસંગાયત હાસ્ય મિષે કહે રે, પોતે દશમા રે હોય. સા૦ ૮

નંદિષેણ ફરી સંયમ લીયે રે, વિષય થકી મન વાળ;
ચૂકીને પણ જે પાછા વળે રે, તે વિરલા ઇણે કાળ. સા૦ ૯

વ્રત અકલંક જો રાખવા કરે રે, તો ઈણ જૂઠ સંસાર;
કવિ જિનરાજ કહે તું એકલો રે, પરઘર ગમન નિવાર. સા૦ ૧૦

## શ્રી ઢઢણ મુનિની સજ્ઝાય

(રાગ–ગિરિ વૈતાઢ્યને ઉપરે)

સરસ્વતી માત પસાયથી,
ઋષિ ગુણ ગાઉ રે લો અહો ઋષિ૦
ઉત્તમના ગુણ ગાવતા,
કેવળકમળા પાઉ રે લો અહો કે૦ ૧

જંબૂદ્વીપ વખાણીયે,
દ્વારિકા નયરી રૂડી રે લો, અહો. દ્વા૦
મુખ્ય રાજા કેશવ તિહાં,
જાદવ કુળ કોડી રે લો અહો જા૦ ૨

કેશવ રાણી ઢઢણા,
રૂપે રંભા સમાણી રે લો અહો રૂ૦
તાસ કુમાર ઢઢણ ભલો,
સકલ કલા ગુણખાણી રે લો અહો સ૦ ૩

નેમિ જિનેસર આવીયા,
કૃષ્ણ વાંદવા જાયે રે લો અહો કૃ૦
પ્રભુ મુખકજ દેખી કરી,
હેડે હરખ ન માયે રે લો. અહો હે૦ ૪

પ્રભુજીએ દીધી દેશના,
ભવિયણને હિતકારી રે લો અહો ભ૦
દેશના સુણી ઢઢણ કહે,
સંયમ આપો સુખકારી રે લો અહો સં૦ ૫

પ્રવ્રજ્યા લેઇ શુભ ભાવથી,
દશવિધ ધર્મને પાલે રે લો. અહો. દ૦
પાંચે ઇંદ્રિય વશ કરી,
કર્મ કઠીનને બાલે રે લો. અહો. ક૦ ૬
દિન પ્રતે દ્વારિકા માંહી તે,
ગોચરીયે જાવે રે લો. અહો. ગો૦
ભાતપાણી તે સૂઝતાં,
દૈવયોગે ન પાવે રે લો. અહો. દૈ૦ ૭
એહવે નેમિ ચરણમાં,
વાંદીને કૃષ્ણ પૂછે રે લો. અહો. વાં૦
કહો સ્વામિ મુનિ કેટલા,
સહસ અઢાર કહે છે રે લો. અહો. સ૦ ૮
એટલા મુનિવરની મધ્યે,
પહેલા કુણ કેવલ વરશે રે લો. અહો. પ૦
પ્રભુજી કહે તુજ પુત્ર તે,
ઢંઢણ કેવળ ધરશે રે લો. અહો. ઢં૦ ૯
ઇમ નિસુણી વેગે વલ્યો,
મારગે મુનિવર મળીયોરે લો. અહો. મા૦
વિધિ સહિત હરિ વાંદતાં,
કોઈ વ્યવહારી કળીયો રે લો. અહો. કો૦ ૧૦
એહ કોઇક મોટો મુનિ,
મોદક વોરાવું આણી રે લો. અહો. મો૦
મુનિવર મોદક વહોરીયા,
શુદ્ધ આહારને જાણી રે લો. અહો. શુ૦ ૧૧

